શ્રી બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા—ગ્રંથાંક ૧૦૮

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ
વિરચિત.

# પત્રસદુપદેશ.

## ભાગ ૩ જો.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

હા. વકીલ મોહનલાલ હિમચંદ

મુ. પાદરા



પ્રથમાવૃત્તિ — પ્રત ૧૦૦૦

વિક્રમ સં ૧૯૮૨ — સને ૧૯૨૬



કિંમત ૦-૬-૦

# નિવેદન.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રથમાળા ગ્રથાંક ૧૦૮ તરીકે આ ગ્રથ વાચક સન્મુખ મુકતા ઘણો હર્ષ થાય છે

આ ગ્રથમા શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજે પોતાના શિષ્યવર્ગ તથા શ્રાવકોને પ્રસગોપાત્ લખેલા પત્રોનો સમાવેશ થાય છે જ્ઞાની પુરૂષોની પ્રાય ઘણીખરી પ્રવૃત્તિઓ ઉપકારક અને આત્માને હિતકારક જ હોય છે ગુરૂશ્રીના પત્રોમા પણ તેમજ છે તેઓશ્રીના ન્હાના સરખા પત્રમા પણ સદ્ઉપદેશ, આત્મજાગૃતિના ઉપદેશક સૂત્રો, વૈરાગ્ય, ત્યાગ, પ્રભુભક્તિ, આત્માની પિછાન અને સમાજ સુધારણાની લાગણીઓ ઉભરાતી અવલોકાય છે આવા પત્રો જીજ્ઞાસુઓને ઘણો લાભ, અને સદ્બોધ આપી શકે છે અને એજ દષ્ટિથી આ પત્રોનો સગ્રહ પ્રકટ કરવામા આવ્યો છે

આવાજ ઉપયોગિ પત્રોનો સગ્રહ સ ૧૯૦૪ મા પત્રસદુપદેશ ભા ૧ તરીકે આ ગ્રથમાળાના મણકા ૪૭ તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો જે લગભગ ૨૫૦ પૃષ્ટનો છે, અને તે ઘણા જીજ્ઞાસુઓને ઉપકારક અને માર્ગદર્શક થઇ પડયો છે તેમજ તેની માગણી પણ સારી થઇ હતી

આ પછી પત્રસદુપદેશ ભા ૨ સ ૧૯૭૯ મા ગ્રથમાળા ૬૩ મા મણકા તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો, જે લગભગ ૪૭૫ પૃષ્ટનો છે તેમાના પત્રો ઘણા ઉપકારક જણાયા છે અને તે પણ ઘણા વિદ્વાનોને માર્ગદર્શક થઇ પડયો છે આ પ્રકારના પત્રોમા ગુરૂશ્રી સાદી ભાષામા વાચનારને આધ્યાત્મજ્ઞાન, શાતિ, વૈરાગ્ય, ધર્મજ્ઞાન, આચાર પ્રતિપાલન, અને આત્મબળના અણમૂલા સિદ્ધાતો

આપી દે છે તેથી જાણે પત્રદ્વારા તેઓ પોતેજ જીજ્ઞાસુ વાચકને ઉપદેશામૃત પાઈ રહ્યા હોય નહિ ? એમ લાગે છે

આ પછી હમણા આ પત્રસદુપદેશ ભા ૩ જો પ્રસિદ્ધ કરવામા આવે છે આ ગ્રથમા ગુરૂમહારાજે પોતાના પટશિષ્ય આચાર્યમહારાજ શ્રીમદ્ અજિતસાગરસૂરિજી પર લખેલા પત્રો તથા ગુરૂભક્ત માણસાનિવાસી શ્રેષ્ઠિવર્ય શ્રીયુત્ વીરચદભાઈ કૃષ્ણાજી ઉપરના ઉપદેશક પત્રો તથા મહેસાણાનિવાસી ગુરૂભક્ત શ્રીયુત્ મોહનલાલ નગીનદાસ ભાખરીઆ ઉપરના પત્રો તેમજ અન્ય પત્રો જે પ્રસગોપાત્ ઉપદેશ અર્થે લખેલા તેનો સમાવેશ કરવામા આવ્યો છે

શ્રી અજિતસાગરજીસૂરિશ્વરજી સ્થાનકવાસી દિક્ષામા હતા તે વખતના ગુરૂશ્રીના તેમના પરના પત્રો પણ આમા લેવામા આવ્યા છે સ્થાનકવાસીમતના સાધુઓ પ્રતિ પણ ગુરૂશ્રીએ કેવી સહિષ્ણુતા રાખી ગુણાનુરાગ બતાવ્યો છે તે આથી પ્રતિત થાય છે, અને પોતાના ગુણાનુરાગના મહાન્ ગુણથી આકર્ષાઈનેજ સ્થાનકપથના સાધુ અમીઋષિજી ઋષિરાજ ગુરૂશ્રીના શિષ્ય બની આજે તેમના પટધર આચાર્ય તરીકે ભારતવર્ષમા પ્રસિદ્ધ છે

રા જયતિલાલ એ ન્હાનાલાલ મહેતા બી એ એલ એલ બી (જે વડોદરાના પ્રસિદ્ધ હાઈકોર્ટ જજ શ્રીયુત્ દાસુભાઈ દાદાભાઈ મહેતાના ભત્રિજા અને જાણીતા સાક્ષરવર્ય-ગુર્જર સાહિત્ય પરિષદના મૂળ ઉત્પાદક શ્રીયુત્ રણજીતરામ વાવાભાઈના જમાઈ ) પરનો એક પત્ર પ્રકટ કરવામા આવ્યો છે આ જયતિલાલભાઈનો ગુરૂશ્રી પર અનન્ય ભક્તિભાવ હતો તેઓ જૈન ન હોવા છતા પણ એક વિદ્વાન અને તત્વજ્ઞાનના શોખીન, અને ગુરૂશ્રીના આધ્યાત્મજ્ઞાનના પૂર્ણ પ્રશસક હતા ને છે તેઓ પરના પત્રમા એક આદર્શ ગૃહસ્થના ઉચ્ચ જીવનના આદર્શો દર્શાવ્યા છે જૈનેતરો પ્રતિ પણ ગુરૂશ્રીના આવા સદ્ભાવના સહકારવધિ દષ્ટાતો પૈકીનુ આ એક છે

એક દરે આ પત્રો વાચવાથીજ તેમાનો સદ્‌બોધ ગભિરતા, જ્ઞાનસુવાસ, અને ઉપયોગિતા વાચકવર્ગને જણાઇ આવશે

ગુરૂશ્રીએ સ્વર્ગગમન પહેલા-સસારની અમાગતા, પોતાના નિકટ આવતા અવસાન માટેની મર્મભરી ચેતવણીઓ તથા સૌને યે મૃત્યુ માટે તૈયાર રહેવાની સૂચનાઓવાળો લબાણ પત્ર સૌથી પ્રથમ આપ્યો છે તે પ્રત્યેક જૈન જૈનેતર જીજ્ઞાસુઓને એક સરખો ઉપયોગિ માર્ગદર્શક અને હિતકર થઇ પડયા વિના રહેશે નહિ પોતાને માટે સ્વર્ગપથની તૈયારી તેમજ તે સબધની પોતાને થતી આગાહીનુ દર્શન આમા કરાવી પોતાનુ કર્તવ્ય પોતે બજાવે છે તેમજ સૌને બજાવવા ફર્માન કઇ પોતાનુ કર્તવ્ય પૂર્ણ થયુ જણાવી પોતે પરલોક ગમન ટુક સમયમાજ કરવાના છે તે સ્પષ્ટ જણાવી દે છે આ પરથી તેમની આત્મીક શક્તિની પ્રતિતી થાય છે અને સાચા આત્મજ્ઞાનીઓ મૃત્યુ જેવા મહાભયને કેવી નિર્ભયતાથી, અરે આનદપૂર્વક ભેટે છે તેનુ દર્શન થાય છે

મૃત્યુ એ જ્ઞાનીઓને માટે મહોત્સવ સમાન છે, મનુષ્યોને, એક વિદ્યાર્થી પરિક્ષા પાસ કરી ઉપલા વર્ગમા ચડે તે વખતે થતા આનદ જેવુ છે, અને ઉન્નતિક્રમમા આગળ વધવામા મદદકારક-કારણભુત છે, વસ્ત્ર પરિવર્તન સમાન શરીર બદલવનુ છે આમ મૃત્યુને નિર્ભયતાપૂર્વક ભેટવાની-મૃત્યુને અનુભવવાની-મૃત્યુને માણવાની તૈયારી શ્રી ગુરૂશ્રીએ કરી હતી તે આ પત્રથી સ્પષ્ટ થાય છે વિરલા આત્મજ્ઞાની-ત્યાગી-સાખી શિવાય કોઇએ આવામૃત્યુના મહાત્સવદને સ્વાગત કર્યા જાણ્યા નથીજ આ પત્ર અવસ્ય સૌને ઘણો હિતકર થશે એમ જાણી તેને પ્રથમ દાખલ કરવામા આવ્યો છે

છેલ્લો પત્ર કાવીઠાનિવાસી ગુરૂભક્તો શ્રીયુત્ રતનચદ ભાઇ લાધાજી તથા શ્રીયુત્ જવેરભાઇ ભગવાનદાસ તથા ત્યાના શ્રી સઘને ગુરૂશ્રી પર લખાયલો છે જો કે આ ગ્રથમા તો ગુરૂશ્રીએ લખેલાજ પત્રો પ્રકટ કરવા જોઇએ,પણ આ પત્રમાં ગુરૂભક્ત શ્રાવકો, પોતાની

ભક્તિ અને ગુરૂનુ બહુમાન કેટલે દરજે દર્શાવી શકે છે તે તેમજ તેથી અન્યજીજ્ઞાસુઓને તે અનુકરણિય થઇ પડશે એમ ધારી તે પત્ર આ ગ્રથમા દાખલ ઉચિત ધાર્યું છે

એકદર આ ગ્રથમા પ્રકટ કરવામા આવેલા પત્રો, સૌને સાધત વાચી વિચારી તે પ્રમાણે આચરણમા મુકવા નિમિત્તરૂપ બને એમ ઇચ્છાય છે

છેવટે આવો ઉપકારક ગ્રથ પ્રકટ કરવામા કારણભૂત પરમ પૂજ્ય ગુરૂમહાજ પ્રાત સ્મરણીય શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજનો ઉપકાર માની શાશનદેવ આવા ઉપકારક અનેક ગ્રથો પ્રકટ કરવાનુ બળ શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમડળને આપો એમ ઇચ્છી વિરમીએ છીએ

પાદરા
૧૯૮૨ જેઠ શુદ ૮
તા ૧૮-૬-૨૬

વકીલ મોહનલાલ હીમચદ
અ૦ જ્ઞા૦ પ્ર૦ મડળ

# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી

## શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો



| ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત |
|---|---|---|
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૪-૦ |
| * ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૨૫ | ૦-૮-૦ |
| * ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦-૮-૦ |
| * ૫ અનુભવપચ્ચિશી | ૨૪૮ | ૦-૮-૦ |
| * ૬ આત્મપ્રદીપ | ૩૧૫ | ૦-૮-૦ |
| * ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮ પરમાત્મદર્શન | ૪૦૦ | ૦ ૧૨ ૦ |
| * ૯ પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૦ ૧૨ ૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦-૪-૦ |
| * ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| * ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫મો તથા જ્ઞાનદીપિકા | ૧૦૦ | ૦-૬-૦ |
| * ૧૪ તીર્થયાત્રાનુ વિમાન ( આ૦ બીજી ) | ૬૪ | ૦-૨-૦ |
| * ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦-૬-૦ |
| * ૧૬ ગુરૂબોધ આ૦ ૨ | ૨૬૦ | ૦-૮-૦ |
| * ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦-૬-૦ |
| ૧૮ ગહુંલીસંગ્રહ ભા ૧ | ૧૧૨ | ૦-૩-૦ |
| * ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ | ૪૦-૪૦ | ૦-૧-૦ |
| * ૨૧ ભજનસંગ્રહ ભા ૬ ઠ્ઠો | ૨૦૮ | ૦ ૧૨ ૦ |
| * ૨૨ વચનામૃત | ૪૩૦ | ૦-૧૪ ૦ |
| ૨૩ યોગદીપક | ૩૦૮ | ૦ ૧૪ ૦ |

| | | |
|---|---|---|
| ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા | ૩૦૮ | ૧-૦-૦ |
| * ૨૫ આનન્દઘનપદ (૧૦૮) સંગ્રહ | ૮૦૮ | ૨-૦-૦ |
| ૨૬ અધ્યાત્મ શાન્તિ ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ૦-૩-૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૬૬ | ૦-૮-૦ |
| * ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ | ૦-૨-૦ |
| * ૨૯ કુમારપાલ ( હિંદી ) | ૨૮૭ | ૦-[illegible]-૦ |
| * ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા | ૩૦૦ | ૦-૪-૦ |
| * ૩૫ ષડ્દ્રવ્યવિચાર | ૨૪૦ | ૦-૪-૦ |
| * ૩૬ વિજાપુરવૃત્તાંત | ૯૦ | ૦-૪-૦ |
| × ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય | ૧૮૦ | ૦-૬-૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન | ૨૧૦ | ૦-૫-૦ |
| * ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા | [illegible] | ૧-૦-૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા ૧ | | ૧-૦-૦ |
| * ૪૩ મિત્રમૈત્રી | ૧૭૦ | ૦-૮-૦ |
| * ૪૪ શિષ્યોપનિષદ્ | ૪૮ | ૦-૨-૦ |
| ૪૫ જૈનોપનિષદ્ | ૪૮ | ૦-૨-૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| * ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા ૧ | ૧૦૨૮ | ૨-૦-૦ |
| × ૫૦ કર્મયોગ | ૧૦૧૨ | ૩-૦-૦ |
| * ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦ ૧૦ ૦ |
| * ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦ ૧૦ ૦ |
| * ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા ૨ | ૧૨૦૦ | ૩-૮-૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા ૨ | ૧૩૦ | ૦-૪-૦ |
| * ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર | ૮૦૦ | ૩-૦-૦ |
| ૫૬ ગુરૂગીત ગુહંલીસંગ્રહ | ૧૯૦ | ૦ ૧૨ ૦ |

| | | |
|---|---|---|
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા | ૪૭૦ | ૦-૬-૦ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ | ૧૭૧ | ૦-૬-૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભા ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભા ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદ્રષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન | ૩૧૦ | ૧-૦-૦ |
| ૬૬ ગહુંલી સંગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ. સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦ ૧૨ ૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય વિ. સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ લાલા લાજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-૬-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તિ ધર્મનો મુકાબલો તથા જૈનખ્રિસ્તિ સંવાદ | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૮૫ | ૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન ( મણીચંદ્રજીકૃત સજ્ઝાયો ) નું વિવેચન, | ૧૫૦ | ૦-૪-૦ |
| ૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રય નિષેધ | ૨૦૦ | ૦-૧-૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવનાપ્રકાશ | ૧૧૫ | ૦-૩-૦ |
| ૯૦ આત્મપ્રકાશ | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોકવિનાશક ગ્રંથ | ૮૦ | ૦-૧-૦ |

| | | |
|---|---|---|
| ૯૨ તત્ત્વવિચાર | ૧૨૫ | ૦-૬-૦ |
| ૯૩-૯૭ અધ્યાત્મગીતા વિ સસ્કૃત ગ્રંથ | ૨૦૫ | ૧-૦-૦ |
| ૯૮ જૈનસૂત્રમાં મૂર્તિપૂજા | ૯૬ | ૦-૩-૦ |
| ૯૯ શ્રી યશોવિજયજી નિબંધ | ૨૧૦ | ૦-૬-૦ |
| ૧૦૦ ભજનપદ સગ્રહ ભાગ ૧૧ | ૨૨૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦૧ ,, ભાગ ૧ આ ૪થી | ૨૯૦ | ૦-૮-૦ |
| ૧૦૨ ગુજરાતબૃહદ વિજાપુર વૃત્તાત | ૩૦૦ | ૧-૪-૦ |
| ૧૦૩ ૪ શ્રીમદ્ દેવચદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ | ૨૩૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦૫ મુદ્રિત જૈન શ્વે ગ્રંથગાઇડ | | ૧-૮ ૦ |
| ૧૦૬ કક્કાવલી સુબોધ | ૪૧૦ | ૧-૮ ૦ |
| ૧૦૭ સ્તવન સગ્રહ ( દેવવદન સહિત ) | ૨૭૫ | ૦ ૧૦ ૦ |
| ૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩ | | |
| ૧૦૯ શ્રીબુદ્ધિસાગર સૂરિશ્વર સ્મારક ગ્રંથ ( સચિત્ર ) | ૨૩૦ | ૦ ૧૨ ૦ |

* આ નિશાનીવાળા ગ્રંથો શિલકમા નથી

× આ ગ્રંથો બ્રીટીશ કેળવણી ખાતાએ મજુર કરેલા છે

– આ ગ્રંથો શ્રીમત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ મજુર કરેલા છે

ગ્રંથો મળવાના ઠેકાણા

૧ વકીલ મોહનલાલ હીમચદ—પાદરા ( ગુજરાત )
૨ શા આત્મારામ ખેમચદ—સાણદ
૩ શા નગીનદાસ રાયચદ ભાખરીયા—મહેસાણા
૪ શા ચદુલાલ ગોકળભાઇ—વિજાપુર
૫ શા રતીલાલ કેશવલાલ—પ્રાતિજ
૬ શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈનસમાજ—પેથાપુર
૭ શા મોહનલાલ નગીનદાસ ભાંખરીયા—
૧૯૨-૯૪ બજાર ગેટ, કોટ, મુબાઇ

# પત્રસદુપદેશ

## ભાગ ત્રીજો

### સદ્ગત્ ગુરૂશ્રીનો છેલ્લો ઉપદેશપત્ર

સું વીજાપુર લે બુદ્ધિસાગર

શ્રી પાદરા તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક વકીલજી શા મોહનલાલ હીમચદ દભાઈ તથા ભાઈ મણીલાલ તથા ભાઈ રતીલાલ વીગેરે યોગ્ય ધર્મલાભ

વિ પહેલાના કરતા હાલ કઇક શરીર ઠીક છે ગામની બહાર ઠલ્લે જવાય છે બનશે તો થોડા દીવસમા બીજે ગામ હવા ફેર કરવા જઇશુ શરીર હવે પહેલાના જેવુ સારૂ રહેતુ નથી અને હવે ઘણો ખરો ગ્રથ સુધારવાનો બોજો ઓછો થઈ ગયો છે આત્મશાતિ વર્તે છે અશાતાને મધ્યસ્થભાવે ઉપયોગ દ્રષ્ટિએ ભોગવાય છે સમ્યક્ દૃષ્ટિના બળે જ્ઞાની પોતાના આત્માને પોતાના સ્વરૂપમા રમાવે છે અને મૃત્યુકાલે પણ મૃત્યુભય રાખી શકતો નથી સર્વ થકી મ્હોટામા મ્હોટો પુરૂષાર્થ કરવાનો એ છે કે મૃત્યુભયની વૃત્તિઓને જીતી લેવી તથા જીવવામાં ને મરવામા તે તટસ્થ દૃષ્ટા તરીકે વર્તે છે ને સાક્ષીભાવ ધારણ કરે છે તેથી તે દેહાદિકની સાથે બધાતો નથી અને તેથી આવતા ભવમા તે જાતિસ્મરણજ્ઞાનને શીઘ્ર પ્રાપ્ત કરે છે પુનર્જન્મનો જેને પૂર્ણ નિશ્ચય થયો છે તથા કર્મનો જેને નિશ્ચય થયેલો છે તથા જેનો આત્મા શરીરમા રહેલો છે અને શરીરને ઘોડા જેવુ માનીને તેને વાહન તરીકે માને છે તે દેહાદિકમા

બંધાતો નથી અને મરણકાલે તેની આંખો વિગેરે બંધ થાય, કાન બંધ થાય, બાહ્ય ઈંદ્રિયોનું ભાન તે વખતે ના રહે તોપણ અંતરથી તે મરણકાલે જાગૃત રહે છે અને તે મરણકાલે આત્માની અનંત ઘણી શુદ્ધ કરે છે આત્મા અમર છે અને તે દેહોના સંબંધમાં વર્તતો છતાં પણ સર્વથી દેહાતીત છે એવો પૂર્ણ નિશ્ચય થાય તો મ્હોટામાં મ્હોટો મૃત્યુભય ટલી જાય મૃત્યુ શરીરનું થાય છે અને મૃત્યુ આત્માની ઉચ્ચ દશાની શ્રેણીઓમાં ચઢતાં આગળના ઉચ્ચ દેહો ધારણ કરવાને માટે ઉપયોગી થાય છે અને આગળ આત્માની પરમાત્મદશા પ્રકટ કરવામાં આ દેહે પુરૂષાર્થ ન થતો હોય અને જે કાર્ય સિદ્ધ ન થતું હોય તે બીજા દેહે કરવા માટે વચ્ચે રહેલું દેહનું મરણ ઘણું ઉપયોગી થઈ પડે છે એવું આત્માર્થી જ્ઞાની ભક્ત પુરૂષ માટે સમજાય છે જ્ઞાની પુરૂષો જીવનથી હર્ષ પામતા નથી અને મરણથી શોક કરતા નથી તેઓ જીવતાં છતાં અમુક દશાએ દેહ પ્રાણનું મૃત્યુ અનુભવે છે અને તેથી દેહ અને પ્રાણ વીગેરે સાધનોને વ્યવહાર ઉપયોગી ગણી તેની સારસંભાળ કરે છે પણ જ્યારે તેનો નાશ થવાનો હોય છે ત્યારે ઘણા આત્મભાવમાં જાગૃત થાય છે, આત્મ ઉપયોગી થાય છે અને પહેલેથી તેમનો તેવો આત્મ-ઉપયોગ વર્તવાથી મરણ કાલે દુઃખ પડે છે અને બાહ્ય ઇંદ્રિયોનું ભાન ભુલાય છે તોપણ અંતરથી જાગૃત હોય છે જેમ સ્વપ્નમાં દેહ અને ઇંદ્રિયોનો સંબંધ ચિંતવન પરત્વે સાક્ષાત્ નથી દેખાતો છતાં દેહ અને ઇંદ્રિથી ન્યારી રીતે આત્મા પોતાનું ચિંતવન કરે છે, વિચાર કરે છે તેવી રીતે દેહ અને પ્રાણનો જ્યારે અવસાનકાળ થાય છે ત્યારે ઉપયોગી આત્મા અશાતા વીગેરે વેદનીને મુખ્યત્વે વેદતો છતાં પણ અંતરમાંથી જાગૃત રહે છે, અને બાહ્ય ઈંદ્રિઓના ભાને ભાનવાળો નહી છતાં પણ અંતરથી ભાનવાળો રહે છે, કારણકે તેણે પહેલાથી ઉપયોગ વડે આત્માને તેવી ગતી આપી હોય છે તેથી સમ્યક્જ્ઞાનીનું સમાધી મરણ થાય છે અને તે ઉપયોગ પુર્વક દેહને છંડી શકે છે અને તે બીજા ભવમાં જાય છે તોપણ પોતાનું ભાન કાયમ રાખે છે એકવાર સમ્યક્દ્રષ્ટી થઈ તો તે પછી જીવ

ગમે ત્યા જાય તોપણુ પોતાના આત્માનો વીકારાજ કરવાનો અને અતરની પરમાત્મ દશા પ્રકટ કરવાની પ્રગતીને પ્રગટ કરવાનોજ તેમા શકા છેજ નહી મરણુ એ વૈરાગ્ય દેનાર શિક્ષક છે જ્ઞાનીએ ને તેથી તે ઉપકારક થાય છે કારણુકે તેનાથી તેઓ પરમાત્માની વીશેષ ભક્તિ કરે છે અને આત્મધ્યાનમા પણુ વીશેષ પ્રગતી કરે છે નાનુ બાળક જેમ ભય પામે છે ત્યારે માતાની અને પિતાની સોડમા ભરાય છે તેમ વૈરાગી આત્મા મૃત્યુના ભયથી પરમાત્મસ્વરૂપની નજીકમાં જાય છે ને પરમાત્માનુ શરણુ અગીકાર કરે છે અને અતરમા પરમાત્માનો અનુભવ કરીને પછી તે નિર્ભય બને છે મૃત્યુ અગર જીવન એ બેના સમયમા મોહ વૃત્તીનેજ ભીતી છે અને તે મોહ વૃત્તીજ નવા નવા ભયને ઉત્પન્ન કરે છે અને તેથી આત્મા દકાય છે જ્ઞાની મહાત્મા ઉપયોગ મુકે છે અને તે મૃત્યુ ભીતીના આચ્છાદનો દુર કરે છે અને ઉપયોગથી સુર્યની પેઠે જળહળે છે પ્રભુનો ઝાખી થયા વીના મૃત્યુ ભય ટળતો નથી નીરૂપાધીક દશા જ્ઞાન ધ્યાન સમાધીથી મરણુ પહેલાં ઘણુા વખતથી જેઓ આત્માન ભાવે છે અને સર્વ પ્રકારની દુનીયાની ઉપાધીઓમા જેઓ નિશક થઇ જાય છે અને મોહના સબધોને જેઓ ભર નીંદ્રાની પેઠે ભૂલી જાય છે, તેઓને મૃત્યુકાલે દેહનો નાશ થતા નિર્ભય દશા વર્તે છે દેહ છતાં આત્મોપયોગ મુકીને મનની કલ્પનાએ દેહ પડે છે અને તેમાથી આત્મા ન્યારો થાય છે પાછો દેહ ધારણ કરે છે ને તેને મુકીને બીજો દેહ લે છે અને પશ્ચાત સર્વથા દેહનો સબધ છોડી આત્મા નિરજન નીરાકાર થાય છે-એવુ અતરમાં જેઓ ભાવે છે, તેઓને દેહના સપૂર્ણ નાશકાલે દેહાધ્યાસવૃતી રહેતી નથી અને આત્મોપયોગ વર્તે છે જ્ઞાની આત્મા ક્ષણે ક્ષણે મૃત્યુની સામે દેહમાં રહેતો છતા યુદ્ધ કર્યા કરે છે અને તે જ્ઞાન સમાધી મરણુ પ્રાપ્ત કરે છે કોઇનુ કેવુ મરણુ થય તે પોતે જાણી શકે અને કેવલજ્ઞાની જાણી શકે અને તેથી અમુક મનુષ્યનુ કેવું મરણુ થયુ તે મરનાર પોતેજ અનુભવી શકે સમ્યક્દષ્ટિ જ્ઞાની આત્મા મૃત્યુ વીગેરે ખરા પ્રસગે તો અંતરમા જાગૃત રહે છે અને જ્ઞાન

ધ્યાન ભક્તિની પરણુતીમા રમે છે અને તેથી તે દેહ બદલતો બદલતો આગળને આગળ ચાલ્યો જાય છે આત્માની પૂર્ણ પ્રતિતી થયા બાદ બાળ અજ્ઞાન મોહદશાવાળુ મરણુ થતું નથી અને તેથી આત્મા પાછો પડતો નથી શરીરનો જભ્ભો બદલવો તે જેવુ બાહ્યથી કાર્ય કરાય છે, તેવુ જ જ્ઞાનીનુ દેહ બદલવા રૂપ કાર્ય છે આ પ્રત્યક્ષ દેખાતા દેહ વીગેરેના સબધો જ્યા સાચા માનવામા આવે છે ત્યા મૃત્યુ ભય રહેલો છે અને મરણુ બાદ આત્માની હયાતીનો જ્યા નિશ્ચય હોય છે ત્યા જ્ઞાનભાવ જાગૃત થાય છે, અને મૃત્યુ ભય ટળે છે અને આત્મા મુક્તિના પથે ક્રમે ક્રમે ચઢતો છેવટે અતર્મુહુર્તમા કેવળજ્ઞાન પ્રકટ કરે છે અને પરમાત્મા થાય છે જ્ઞાનીઓના શરીરને જો મૃત્યુ ના હોત તો તે આગળ ચઢી શકતજ નહિ જ્ઞાની મૃત્યુનો કાળો પડદો ચીરીને તેની પાછળ આત્મપ્રકાશ દેખે છે ને તેથી તેઓ નિર્ભય બને છે મૃત્યુકાનની વચની દશા અધકારના જેવી છે પણ જ્ઞાનીને તો તે દશા પ્રકાશવાળી લાગે છે અને તેથી તેને જેમ જાગૃત દશામાથી ગાઢ નીદ્રામા જવુ અને ગાઢ નીદ્રામાથી જાગૃતમા જવા જેવુ લગે છે જે પ્રભુનો ભક્ત સમ્યક્દ્રષ્ટી જીવ થયો હોય છે તે મૃત્યુકાળની પુર્વે સર્વે પ્રકારની મોહાસક્તીયોને દુર કરે છે અને પખી જેમ પોતાના શરીર પરની ધુળ ખખેરી દે છે તેમ તે સર્વ પ્રકારની વાસનાને ખખેરી નાખી ચોખ્ખો બને છે અને તેથી તે નિર્ભય બને છે મરણુ કઇ વખતે થવાનુ છે તેનો પહેલેથી નિશ્ચય થતો નથી માટે પહેલેથી જ્ઞાન ધ્યાન સમાધીથી ઘણુ ચેતી લેવુ જોઇએ અને ઘણી આત્માની શુદ્ધિ કરી લેવી જોઇએ કે જેથી મૃત્યુકાલે પશ્ચાતાપ ના થાય ને મનુષ્યભવ હારી ના જવાય. ક્ષણે ક્ષણે જે આયુષ્ય ઓછુ થાય છે તે આવીચી મરણુ કહેવાય છે અને તેજ મરણુ ક્ષણે ક્ષણે ચાલ્યા કરે છે [illegible] ના દેવટના નાશ સુધી રહેવાનુ, આવુ જે જાણે છે અને જ્ઞાન [illegible] અતરમા જાગૃત થાય છે, તે દુનીઆના કોઇ પ[illegible] દ્વેષથી આસક્ત રહી શકે નહી અને તે ક્ષણે [illegible]

પરમાત્માને સભારતો ક્ષણે ક્ષણે જીવે છે અને અન્યોને પણ જીવાડી શકે છે

શુદ્ધાત્માનુ સ્વરૂપ સ્મરણ કરવુ, પરમેશ્વરમા પોતાનુ મન લય લીન કરવુ, તેજ પ્રભુમા રહેવાનુ છે અને તેવી રીતે પ્રભુમા રહીને બાહ્ય દુનીયામા આજીવીકાદી સબધે વર્તવાનુ થાય તો તેથી આત્મા નિર્લેપ રહીને આત્માની શુદ્ધિ પ્રાપ્ત કરી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે આવી દશામા રહેવા ખાસ ઉપયોગ રાખવો હુ પણ તેવો ઉપયોગ રાખવાને પુરૂષાર્થ કરૂ છુ જગત્મા તેથી કોઈ રાગી દ્વેષી રહ્યુ નથી અને જગત્મા પ્રભુમા રહીને આત્મપ્રભુને પ્રગ ટાવવા આત્મોપયોગે જીવાય છે અને બાહ્યથી આયુષ્યઉદયે પણ શરીરથી જીવાય છે આવી રીતે બે નોખા જીવનને અનુભવાય છે અને વર્તાય છે, અને શુદ્ધ પુર્ણ પરમાત્મા થવા માટે અતરમા ઉપયોગ દશાથી મોહની સાથે યુદ્ધ થાય છે અને તેવુ યુદ્ધ અતરમા ચાલે છે તેનો અનુભવ થાય છે આવા યુદ્ધમા દેહને પ્રાણનુ મૃત્યુ થતા આત્માનો વિજય થાય છે એ નિશ્ચય વાત છે એમા ક્ષણ માત્રનો પ્રમાદ કર્યા વીના આગળ વધવાની જરૂર છે અને આત્માના પ્રદેશો જે અનુભવજ્ઞાન નહી પામેલા હોય તે પ્રાપ્ત કરવાની જરૂર છે "આત્મ સમાધી શતક" નામના સસ્કૃત ગ્રથમા અમોએ મરણ કાલે ઉપયોગ રાખવાની દીશા જણાવી છે એકવાર આત્માનો પુર્ણ નીત્યત્વપણાનો અનુભવ થયો કે તે પછીથી આત્મા તત્તજ નિર્ભય થવાનોજ અને આખા જગતના જીવોને ડરાવનાર મૃત્યુની સામે તે નિર્ભય થઈને ઉભો રહેવાનોજ અને આત્મા શુરવીર બનવાનોજ આત્માની અનતી શક્તી છે એકવાર તેને અમરપણાનુ જો ભાન થયુ અને તેના પુર્ણ સસ્કાર પાડ્યા તો પછીથી તે વસ્ત્રને બદલવાની પેઠે મરણના ખેલને સમજે છે એટલે તેમા તેને કશુ લાગતુજ નથી આવી દશા પ્રકટ કરવા માટે પહેલાથીજ નીરૂપાધી નીવૃત્તી મેળવવી જોઈએ અને જ્ઞાનીઓની સગતી કરવી જોઇએ અને સર્વ જીવોને ખમાવી લેવા

જોઇએ દેહનુ મરણ જ્યારે થવાનુ હોય ત્યારે થાય પણ જ્ઞાની પુરૂષ તો પહેલાથીજ સર્વ જીવોની સાથે ક્ષમાપના કરીને રાગદ્વેષ વેર રહીત ભાવપણે સર્વ જીવોની સાથે વર્તે છે અને વર્તવાનો ઉપયોગ સમજે છે અને તેથી તે પોતાનુ સાધ્ય ભુલતો નથી અને મરણાદી પ્રસગ આવે છતે ખરો યોદ્ધો બની જાય છે દરેક મનુષ્યે પહેલાથી આવી દશા પ્રકટ કરવામા પુરૂષાર્થ કરવો પરીશહ મુચ્છોની વૃત્તીઓને રોકવી અને શુભાશુભ વૃત્તીઓથી પોતાનો આત્મા ન્યારો છે એવો જે અનુભવ કરવો તેજ આત્મપ્રભુનો સાક્ષાત્કાર છે અને એવો આત્મપ્રભુનો સાક્ષાત્કાર કરી લેવામાં તન મન ધન સર્વનુ ભાન ભુલી જવુ જોઇએ અને વહેવાર કાર્યોને પણ એકવાર છોડી દઇને આત્મદશાનો અનુભવ કરી લેવો જોઇએ અને જીવતા મરજીવા બનીને જીવવુ જોઇએ આવી દશાનો ખ્યાલ આવ્યો છે અને તેથી આગળના અનુભવ પ્રદેશમા આગલ જવા પુરૂષાર્થ કરૂ છુ અને તમને પણ જણાવુછુ કે તે દીશા તરફ ઉત્સાહથી લગની લગાડો અને આત્મપ્રભુને અનુભવવાની તથા નિર્ભયદશા પ્રાપ્ત કરવાની તાલાવેલી પ્રકટ કરો જરા માત્ર પણ પ્રમાદ ના કરો ઉપયોગ ભુલાય કે પાછો ઉપયોગ પ્રકટ કરો દરેક કાર્ય પ્રસંગે ઉપયોગ કાયમ રાખવાનો અભ્યાસ પાડો અને કોઇ માણસ જેમ પરવારીને બેઠો હોય અને સાવધ રહે તેવી રીતે સાવધ રહીને મોક્ષ યાત્રા કરવામા પ્રવૃત રહેવુ દુનીયાના આવશ્યક કર્તવ્યો કરવા, પરતુ અતરમા ઉપયોગી રહેવુ અને મરણદશાની પહેલા આત્માનો શુદ્ધ ઉપયોગ ધારણ કરવો જોઇએ એક પણ આત્મા સબધી કરેલો વીચાર નકામો જતો નથી તો પછી ક્ષણે ક્ષણે જે આત્માનો વીચાર કરવામાં આવે છે, તેથી મુક્તી થયા વગર રહેજ નહી તે વાત નીશ્ચય છે અને તેવા દઢ નિશ્ચયથી પ્રવર્તશો જ્ઞાની ભક્ત ધર્મિપુરૂષને આત્માની પૂર્ણ શુદ્ધિને માટે આત્માની પૂર્ણ પ આત્મા દશા થવા માટે દેહાદીક પ ૈવનંન હોય છે અને પૂર્ણ કાર્ય થયે છતે દેહાદીકનો અભાવ થાય છે એવી જ્ઞાની ભક્તને પૂર્ણ ખાત્રી થવાથી તેને મૃત્યુ પણ એક મહોત્સવ જેવુ લાગે છે

અને તેને એક ધોરણથી બીજા ધોરણમા ચડવાની પરીક્ષાના જેવું લાગે છે અને શીવસુદરી વરવા માટે તેને લગ્ન મડપના ઓચ્છવ જેવુ લાગે છે. તેથી દેહ રહે અગર દેહ ન રહે તેપણ તેને તો સમભાવ પ્રવર્તે છે દેહને છોડવો તે કાઇ નવુ કાર્ય નથી તે તો અનાદિકાળથી થતુ આવ્યુ છે અને અનતીવાર દેહો છડયા અને અનતીવાર દેહો ગ્રહણ કર્યા તેમ આપણે સર્વજ્ઞાની વાણીથી જાણીએ છીએ પણ સમભાવથી તેને આચારમા મુકીને વર્તીએ તોજ અનુભવ આવે કૃત્ત વાચનજ્ઞાનથી આત્મા ઉપર ઉંડી અસર થતી નથી અને સનપર થયેલી ક્ષણીક અસર તો પાછી ભુસાઈ જાય છે, માટે આત્મામા નિર્ભયતાના ઉડા સસ્કાર પડે અને તેનો પૂર્ણ અનુભવ થાય તેવો પુરૂષાર્થ આ ભવમા કરવોજ જોઇએ અને તેને માટે ત્રણ ભુવનની શહેનશાહીને નાકના મેલ સમાન જાણીને તેનો પણ ત્યાગ કરી આવી આત્માની ઉચ્ચ દશા પ્રાપ્ત કરવાની લગની લગાડવી જોઇએ અને એવી લગની પોતાની લાગી છે કે કેમ તેનો ખ્યાલ પોતાનો આત્મા પોતાને આપે છે અને તેમા આત્માની સાક્ષી વીના બીજાની સાક્ષીની જરૂર પડતી નથી જેને આત્માની સાક્ષી થઇ નથી તેને બીજાની સાક્ષીની જરૂર પડે છે એકવાર આત્માને પોતાની સાક્ષીનો ખ્યાલ આવે તો તે પરમાત્મદશાની છેક નજીકમા જાય છે અને તેને પછી આ દુનીયા નાના બાળકના ખેલ જેવી લાગે છે અને તેથી તેમા તે નિર્બંધ રહે છે, આવી દશા પામેલાઓની એક ક્ષણ માત્રનો પણ પ્રમાદ કર્યા વગર સગતી કરવી, અને પોતાનામા તેવી દશા પ્રગટાવવી, અને દેહ આયુના મરણ પ્રસગે મૃત્યુમહોત્સવ જેવુ અનુભવાય અને તેનો ખ્યાલ પોતાના અતરમા આવે તેવી દશાના અનુભવમા આગળ ચડવુ જોઇએ, અન્ય મનુષ્યો પોતાના મરણ સબધી ગમે તેવો અભિપ્રાય આપે તેમા પોતાનુ કાઈ વળતુ નથી પોતાની દશાનો પોતાને અનુભવ આવવો જોઇએ, અને સમાધિકાલમા યોગી જેમ દેહ અને ઇન્દ્રિયોથી ન્યારો વર્તે છે, તેમ મરણ પહેલા આયુષ્યની જીવન દશામા સસારમા જીવતા

છના વારવાર આવી ઉત્તમ દશાનો અનુભવ આવવો જોઇએ અને તેવી દશાનો અનુસવ ના આવે તો સમજવુ જોઇએ કે હજી ઘણી કચાશ છે, અને હજી કર્મના ઘણા પડદા ચીરવાના બાકી છે, એક કે બે ભવ જેના બાકી હોય તેવા મહા પુરૂષોને આવી લગનીની તાલા વેલી લાગી હોય છે અને તેથી તેઓને બીજે કોઇ ઠેકાણે ચેન પડતુ નથી આર્તધ્યાન, રૌદ્રધ્યાનના વિચારોને તો જીવતાજ મારી નાખવા જોઇએ અને તે જીવતા મરી ગયાની પોતાને ખાત્રી ના થાય ત્યા સુધી પુરૂષાર્થ કરવામા ખામી ન રાખવી જોઇએ, અને એક ક્ષણનો પણ પ્રમાદ ન કરવો જોઇએ અનતભવોમા પોતાના પાડેલા નામો અને દેહના અનેકરૂપો તથા વર્તમાનકાલનુ નામ તથા વર્તમાન કાળની દેહાકૃતી રૂપ હુ નથી, હુ આત્મા તેથી ન્યારો છુ, તેવા પુર્ણ અનુભવ અ તરમા પ્રકટવો જોઇએ, અને તે પોતાને વેદાવો જોઇએ અને એવી રીતે અ તરમા અનુભવ અનુભવાય તો નિર્ભયના અને આત્માન દ ખીલે, પ્રકાશ પામે ને આત્મા આત્માના રૂપે જીવતો થાય અને તે મોહને મારીને છેવટે નિર્મોહી થઇ અનતકાલ માટે જીવતો જાગતો રહે અને અન ત ક્ષેત્રોને તથા અનત ભવોને તેવી દશામા જાણનો રહે તેમા કાઇ આશ્ચર્ય નથી અને તેવી દશાની કાઇક ઝાખી તો આ ભવમા આવે છે, અને તેથી મને તો ખાત્રી થાય છે કે આવી આત્માની પરમાત્મા થવાની મુસાફરીમાં દેહરૂપી ઘોડા કે જે નિરૂપયોગી થયા હશે તેને બદલવા પડશે અને ઉપ યોગી ઘોડા ઉપર સ્વાર થઇ ચડવુ પડશે અને છેવટે મોક્ષનગર આવતા ઘોડાની જરૂર રહેશે નહીં તેવો અનુભવ નિશ્ચે થાય છે, તેથી જે કઈ બનવાનુ હોય છે, તે સારા માટે બને છે અને તે આત્મોન્નતિ માટે થાય છે, તેમ જાણી સેવાભક્તિ જ્ઞાન ઉપાસના સત્ક્રિયા આદી સર્વ ધાર્મિક યોગોના સાધનોની સાધના થાય છે, અને સાધનભેદે ભેદ છતા અ તરમા અભેદભાવ વર્તે છે, અને પ્રભુને પ્રગટ કરવા પ્રભુની પ્રાર્થના થાય છે, કષાય દોષોને વીણીવીણીને મારી હઠાવવાની પ્રવૃતિ સેવાય છે, અને આત્માની શુદ્ધતા કરવાનો વેપાર કરાય છે, યાત્રામા ચાલતા ભુલાય રખડાય રખલન થાય

તોપણ સાધ્યદષ્ટિ હોવાથી અને અ તરમા ઉત્સાહ અને જોર હો-
વાથી ઉપયોગ ભાવમા થાક લાગતો નથી એવો મારો પ્રભુ પ્રત્યે
વિશ્વાસ છે, તેવા વિશ્વાસમા રહેશો, અને આત્મ પ્રભુના ઉપયોગમા
રહીને બાહ્યમા વર્તશો, અને તમો તમારી મુસાફરીમા આગળ
વધશો તેમ ઇચ્છુ છુ અને પ્રભુમય જીવન જીવવા સમર્થ થશો એમ
ઇચ્છુછુ તમો પોતાને પોતા રૂપે ઓલખશો, અને જડને જડ રૂપે
ઓલખશો, અને એ જાતની ઉપયોગ ધારા કાયમ રાખીને મૃત્યુની
પણ પેલી પાર અમર રૂપે થઇને મૃત્યુના પર્યાયોમા સાક્ષીભુત
નિર્લેપ રહેશો, મૃત્યુનો દષ્ટા આત્મા છે, મૃત્યુ દૃષ્ય છે, આત્માથી
મૃત્યુ ન્યારૂ છે, મૃત્યુ એ પોતાનો સાથી છે, મીત્ર છે, ઉપકારી છે,
આવિભાવ મૃત્યુ કાલે મૃત્યુને પણ નિર્ભય ભાવે ભેટવુ ને આગલ
વધવુ, એજ જ્ઞાની આત્માનુ કર્તવ્ય છે, શુભાશુભ વિકલ્પ સ કલ્પ
ટળી ગયા બાદ મૃત્યુનુ દુ ખ સમભાવે વેદાય છે, પણ તેથી નવા
દેહો લેવા પડતા નથી, આવી દશા પ્રાપ્ત કરવા મ ટે એકવાર દૃઢ
નિશ્ચય થયો ને ઉત્સાહ થયો કે આગળ જવાનાજ, તેમા
વચ્ચે વિઘ્નો આવે સ કટો આવે તોપણ આત્મા સેવાભક્તિને
ઉપયોગ પ્રતાપે વિજય પામવાનોજ માટે અ તરમા ઊ ડા ઊતરીને
મૃત્યુને અમૃત્યુનો વિચાર કરી અને આગલની મુસાફરી જ્યારે
કરવાનો પ્રસ ગ આવે ત્યારે પહેલાથી ચેતીને શુરવીર બનો સમકિત
રૂપ કેશરીયા કરીને જ્ઞાની પુરૂષો પાછા ડગલા ભરતા નથી અને
મૃત્યુ કાલે આવુ ધર્મયુદ્ધ કર્યા વિના સ્વરાજ્ય મલવાનુ નથી
આત્મપ્રભુના રાજ્યમા જવા માટે સ તપુરૂષોએ અ તરમા યુદ્ધો
કર્યા છે, અને કરે છે, અને તેવુ આપણે ક્ષણે ક્ષણે કરવાનુ
છે સ્વર્ગ અને નર્ક આપણા આત્મ પ્રદેશોની સાથે રહેલા
છે, અને તે બ નેને દુર કરી મુક્ત થવુ જોઇએ જે સારામા
સારૂ છે, તે પાસેને પાસે છે, અને બુરામા બુરૂ છે તે પણ પાસેને
પાસે છે, સારાની પાસે જવાથી નઠારૂ તેની મેળે દુર થશે આત્મ
સ્વભાવના ઉપયોગમા જ પરભાવનો નાશ છે, આત્મ સ્વભાવ જેવુ
કોઇ સારૂ નથી, અને પરભાવ જેવુ કોઇ બુરૂ નથી જાગૃત આત્મા

નો કોઇ પણ શત્રુ નાશ કરવા સમર્થ નથી જાગૃત આત્માનો કોઇ શત્રુજ રહેતો નથી, કારણકે તેની શુદ્ધ ઉપયોગ દૃષ્ટિ હોય છે અને તેથી તેના કોઇ શત્રુ રહેતોજ નથી, તેને તો આખુ જગત આત્માની શુદ્ધિને માટે ગમે તે રૂપાંતરે-મદદગાર ઉપયોગી થઇ પડે છે, કારણકે સમ્યક્દૃષ્ટિ જ્ઞાની આત્મામાં એવી શક્તિ ખીલેલી હોય છે કે તેની જ્ઞાનદૃષ્ટિના પ્રતાપે સર્વ જગતને આત્માની શુદ્ધિમા કર્મના ક્ષયમા કોઇને કોઇ રૂપાતરે ઉપયોગી કરી દે છે પોતાની દૃષ્ટિમાં તેવુ બલ હોય છે બાહ્યમાથી કાંઈ લાવવાનુ હોતુ નથી પોતાની દૃષ્ટિજ પોતાને તારે છે, અન્ય સાધનો તો નિમીત્ત મ ત્રજ હોય છે આવી દશા પ્રકટાવવી તેજ આત્મપ્રભુનુ પ્રાકટ્ય છે, અને એજ પરમેશ્વરનો સાક્ષાત્કાર છે અને તેવી રીતે હૃદયમા આત્મપ્રભુને પ્રકટ કરીને આયુષ્ય સ બ ધે જીવતા જ્ઞાની આત્માને મૃત્યુ પણ મીત્રરૂપ થઇને તેને મોક્ષ જવામા સહાયક બને છે તો પછી બીજા પદાર્થનુ કહેવુ જ શું ? માટે સર્વ પ્રકારના તર્ક વિતર્કમાથી મન પાછુ ખેચી લઇને આવી સમ્યક્દૃષ્ટિની શુદ્ધો પયોગ દશા પ્રકટાવવા અતિ પુરૂષાર્થ કરો અને પરાભાષાનો અ તર નાદરૂપ પ્રભુનો પૈગામ પ્રકટીને નિશંયતા જાહેર ના કરે ત્યા સુધી વિશ્રાન્તિ ના લો, અને આગળ વધો તમને આગળ વધવામા શાસન દેવો સંતોની સહાય થઓ આ પત્ર વાચીને જેટલો બને તેટલો પુરૂ ષાર્થ કરશો અમો પણ તે માર્ગ સાધવામા પુરૂષાર્થ કરીયે છીએ, અને તમો પણ પુરૂષાર્થ કરશો, ઇત્યેવ ૐશાન્તિ શાન્તિ શાન્તિ એજ, લે બુદ્ધિસાગરના ધર્મલાભ, ધર્મસાધન કરશો ધર્મ કાર્ય લખશો, ઇત્યેવં ૐ અર્હં મહાવીર, શાન્તિ

વિ ૧૯૮૧ ચૈત્ર વદિ ૩

મુ વિજાપુર

× × × ×

શ્રી.

તા ૧૭-૫-૯

મુ૦ અમદાવાદ ઝવેરીવાડાનો ઉપાશ્રય

લિ૦ બુદ્ધિસાગર

જીજ્ઞાસુ મુમુક્ષુ પ્રિય મહાશય હૃદયનિષ્ટ તથા પ્રેમી બન્ધુ યોગ્ય યથાયોગ્ય પ્રેમદર્શન વિ૦ કોઇની સાથે મગાવેલા પુસ્તકો યોગ મળે મોકલાવીશ વા અત્ર આવવાના છો તો અત્ર સમર્પણ કરીશ આપનુ સ્મરણ યોગ્ય વર્તનથી થયા કરે છે આપની અપૂર્વ પ્રેમવૃત્તિ આત્મહિતાર્થની છે અને તે આત્મહિતાર્થમા વૃદ્ધિ કરશો વીરભગવાને જે આત્મધ્યાનનો માર્ગ લીધો છે તે આદરણીય છે આત્માનુ સ્વરૂપ જાણવામા આવે છે ત્યારે વ્હાલા બન્ધુ ! બાહ્યનો ભેદભાવ રહેતો નથી સર્વત્ર સમાન ભાવના વર્તે છે જૈનતત્ત્વમા ફેરફાર નથી આત્મામા ફેરફાર નથી દયાના વિચારો જેનામા જેટલા છે તે તે અશે તે દયાળુ ગણાય છે ત્યારે કેના તરફ ભેદભાવ રાખવો જોઇએ ? અતરમા ઉતરીને જોતા બાહ્ય ક્રિયા વેષમા વાદવિવાદનુ વિશેષ કારણ જ્ઞાનીઓને જણાતું નથી નાતિ જાતિના ઘરના બધન દૂર કરીને આપણે સર્વનુ તથા પોતાનુ ભલુ કરવુ જોઇએ શ્રી આનદઘનજી વગેરે આત્મજ્ઞાનીઓના પુસ્તકોથી આત્માનદ પ્રાપ્ત કરવો જોઇએ નિસ્પૃહ સાધુઓ વાડાના બંધનમાં પરતત્ર રહી આત્મહિતમા સત્સમાગમમા ખામી રાખતા નથી જ્યા ત્યાથી સ્યાદ્વાદ દૃષ્ટિથી સત્ય શોધી તેનુ ધ્યાન કરશો ઉત્તમ દેહ અને બુદ્ધિનો લ્હાવો લ્યો આપના બન્ધુને પણ પ્રેમવદન આત્મભાવે સમજાવશો જગતના ભલામા શ્રી વીરના વાક્ય બહુ ઉપયોગી છે વારવાર તમારૂ સ્મરણ થાય છે વિશેષત આત્મ જાગૃતિ રાખશો

ૐ શાંતિ ૩

પત્ર પુન પુન લખતા રહેશે। તમારૂ આત્મસત્ય તે મારૂ છે અને મારૂ તે તમારૂ છે તમારૂ મારૂ શબ્દ મૂકી દેતા શુદ્ધ સ્વરૂપ સર્વત્ર એક સરખુ વર્તે છે

ॐ શાતિ ૩

શ્રી સુમતિવિજય લાયબ્રેરિમા મારા પુસ્તકો છે ત્યાના સેક્રેટેરી આપશે સોમાભાઈને માલુમ થાય કે આ મહાત્માઓને મારાં પુસ્તકો વાચવા આપશો

ॐ શાતિ ૩

× × × ×

શ્રી

તા ૨૬-૫-૯
આબલી પોળ-ઝવેરી વાડો
લે બુદ્ધિસાગર

ભવ્ય પ્રિય મહાત્માઓ ! યથા યોગ્ય હૃદયમાં અવધારશે। વિ૦ બોર્ડિંગ મારફતે આજરોજ પુસ્તકો મોકલવા આજ્ઞા આપી છે મોકલાવશે પહોચ્યાનો પ્રત્યુત્તર બાકીના પુસ્તકો આપશ્રીની સ્થિતિના નિશ્ચયે અત્ર વા ગમે ત્યા મોકલાવીશ

આપના ગમે તેવા વિચારની સ્થિતિમા પણ જણાવવાની આજ્ઞા લેઉશ કે એ અત્ર આવી પુન દીક્ષા અગીકાર કરી છે તેમા આપના હૃદયની બહાર હુ ન હોઉં એમ પુન પુન ઈચ્છુ છુ અન્ય સ્થિતિમા ગએલાને સારી સ્થિતિમા લાવવા એ સુજનતાજ છે આપશ્રીના હૃદય સમુદ્રગા વિચાર મોજા ઓ અનેક વહે તોપણ એકજ નિશ્ચય પ્રેમથી તો છે કે ગમે તે સ્થિતિમા આત્મા તે આત્માજ છે તે મતમતાતરમા નથી શુદ્ધ હૃદય ખેચશે ખેચાશે સત્યમા ભળશે, ધર્મ પ્રેમમા મળશે નિશ્ચય વાણી આ હૃદયમા પુન પુન ઠરશે હિંમતની કિંમત નથી. મહાત્માઓ

સ્વતંત્ર છે આત્મજ્ઞાન ધ્યાનમા હુ તમારા હૃદયમા છુ વ્હાલા બધુઓ, લેખક અને વાચકની તાદાત્મ્યતા આત્મ સ્વરૂપમા વિજળી શક્તિની પેઠે પરિણમે છે મન શુ કહે છે લખાય છે શુ ? તેને પુન પુન વિચાર કરતા વાચકનુ હૃદયજ લેખકમા પ્રવેશી જે આકર્ષણ કરે છે તેજ છે ગમે તે સ્થિતિમા શુદ્ધ પ્રેમથી આ લેખકને અતરથી એકરૂપ ગણી અપ્રેમતા નિર્વહશો લિ તમારૂં હૃદય વ્હાલા બન્ધુ આત્મ જ્ઞાન ધ્યાન વિના બાહ્ય જ જાલથી મન વિરમે છે આટલુ પણ તમારા સબધથીજ લખાય છે

ૐશાતિ ૩

× × × ×

શ્રી

તા ૫-૬-૯

મુ અમદાવાદ

લિ મુનિ બુદ્ધિસાગર

શ્રી ખેડા

વૈરાગી ત્યાગી સાભાગ્યવાન્ પ્રિય મુનિવર્ય શ્રી
તથા શ્રી તથા શ્રી વગેરે યોગ્ય
પરમાત્મ પદપ્રાપ્તિ.

ભવ્ય તમારો પત્ર આવ્યો તમારી અધ્યાત્મિક સ્થિતિ પરિપૂર્ણ થઓ આત્માના સ્વરૂપનુ યથાર્થ દર્શન કરો આત્માનુ નામ નથી છે રૂપ નથી છતા કર્મના યોગે આ બધી જ જાલમા પોતાની સુરતા ધારણ કરવી એ કઇ સામાન્ય વાત નથી શ્રી .... મહારાજ તથા શ્રી આત્માની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત

કરો વ્હાલા શુદ્ધાત્માઓ તમો અમૂલ્ય સમય સ્વઉપયોગમા ગાળશો નિષ્કામ બુદ્ધિથી હુ કોણુ કયાથી આવ્યો કયા જાઇશ શું કરવુ ઇત્યાદિ વાકયો પર એકાંતમા વિચાર કરવો જોઇએ બધુઓ સતસમાગમ ના આનંદનો સ્વાદ કરવા ચાહુ છુ અન્તર પ્રદેશમા સુખ શોધુ છુ આત્મામા ઉતરીને કંઇ આત્માનંદ સ્વાદુ છુ તે માટે મે દેશ કુળ જાત લોકલજ્જા ભય આદિ સર્વનો ત્યાગ કર્યો છે અને કહ્યુ છે કે —

हमतो दुनियासें न डरेंगे, आतम ध्यान धरेंगे हम०
दुनिया दीवानी गाडा घहेसे, कोइक मारग धारो
लज्जाभयकीर्ति अपकीर्ति, मान थकी शु थाशे हम०

બન્ધુઓ–કોનુ કોઈ છે ? મર્યા બાદ કોણુ ભક્ત બચાવશે મારૂ આત્મજીવન અધ્યાત્મજ્ઞાન ક્રિયાનુ ઉચ્ચ કરૂ છુ, તમો પણ ઉચ્ચ કરશો

મુમુક્ષુ બધુઓ નાયકામા આવવાનુ કહ્યું હાલ અત્ર શાસ્ત્રી છે સર્વ સાધુઓ ભણે છે તેથી આવી શકાય તેમ નથી વ્યાખ્યાન પણ ચાલે છે, જોકે આત્માતો તમારી પાસે છે, તમારી સાથે સત્સમાગમ કરવા માટે આત્મા તલ્પે છે તેમા વિશેષ બોલવા કરતા કરી બતાવવાની જરૂર છે અત્ર આવશો એટલે તમારી પાસે ખાનગી માણસ મોકલીશ કલ્લે જતા વિગેરે જગ્યાએ વાત ચિત કરીશ. તમારી મરજી હોયતો અમૃતસાગરજી તમને તથા .. ને તથા .. .. ને બહુ ઇચ્છે છે બહુ પ્રેમ ધરાવે છે તેને મોકલુ પત્ર લખી જણાવશો એટલે માલુમ પડશે સર્વ હકીકત લખશો વિશેષ જે કરવાનુ છે તે કરી દયો શા માટે વિલબ કરો છો નિશ્ચય ખાત્રી છે કે ત્રણ બન્ધુઓને બુદ્ધિસાગર પ્રાણ કરતા પ્રિયગણી ઉચ્ચ દશા પ્રાપ્ત કરાવશે હવે શુ લખુ, તમારૂ હૃદય જે લખે તેજ હુ લખુ છુ ખરા પ્રેમથી ધર્મ કાર્ય લખશો

ॐ शान्ति ३

× × × ×

ॐ

તા ૨-૭-૯

મુ અમદાવાદ આંબલીપોળ ઝવેરીવાડો

લે બુદ્ધિસાગર

પૂજ્ય મુનિશ્રી તથા પૂજ્યશ્રી

મહાત્મા વિગેરે મનુષ્યનુ ભવિષ્ય પોતાનાહાથમા છે મનુષ્ય આત્મ વિચારોથી પોતાનુ ભવિષ્ય સુધારી શકે છે ગમે તેવી નઠારી સ્થિતિમાથી સારી સ્થિતિમા આત્મબળથી આવી શકાય છે સર્વ મનુષ્યોના આત્માઓને પરમાત્મ બુદ્ધિથી જોવા જોઇએ અમુક દોષી હોય તો પણ તે સદાને માટે દોષી નથી દોષીના દોષોને ટાળવા પ્રયત્ન કરવો જોઇએ સદ્ગુણીના ઉપર રાગ થાય તેતો સ્વાભાવિક છે, કિન્તુ દોષીના દોષો તરફ જરા માત્ર ખ્યાલ ન લાવતા નિષ્કામ બુદ્ધિથી તેમનુ ભલુ કરવુ તેતો અપૂર્વ કાર્ય છે હુ દરેક મનુષ્યના આત્માના સ્વરૂપનો સગી છુ દ્રષ્ટા છુ મારૂ શુદ્ધ સ્વરૂપ વસ્તુત જેવુ છે તેવુ પરન્તુ પણ છે આઠ કર્મ પણ હોય છે અષ્ટ કર્મ વિના જે છે તેજ નિર્દોષી છે અશે અશે નિર્દોષી તો સર્વ મનુષ્યો છે પણ તે દોષના તરફ દેખવાનુ કઇ પ્રયોજન નથી દોષની ભાવના કરવાથી મનુષ્ય દોષ ગ્રહણ કરી શકે છે આત્માના મૂળ સ્વરૂપ તરફ દ્રષ્ટિ દેવી જોઇએ

આત્માની ઉચ્ચ દશા પ્રાપ્ત કરવા સારૂ સદ્ગુણદૃષ્ટિ અગીકાર કરવી જોઇએ આત્મા સદાકાળ પુર્ણાનન્દી છે દુનિઆના સારા ખોટા વચનોથી તે ન્યારો છે મનના ધર્મમા રહીએ છીએ ત્યારે વિકલ્પ સકલ્પ દશાની શ્રેણિયોમા ઉતરવુ પડે છે વ્યભિચારી મનુષ્યને પણ સારા વિચારોથી સુધારી શકાય છે સારાં બાળકોને તો સૌ રમાડે છે પણ નઠારાં ગદકીવાળા વિષ્ટાવાળા બાળકોને તો માતાની દૃષ્ટિ વિના સુધારી શકાય નહીં

આ સસારમા એક બીજા આત્માને સહાય આપવી પડે છે ભૂતકાળમા આપણામા કેટલા મનની અસ્થિરતાના દોષ હશે તે

તરફ વિચાર કરીએ તો આપણને કોઇ પાસે ન ઉભા રાખે તોપણ જ્ઞાનીમહાત્માઓએ દેશના દેઇ સુધાર્યા તેમ આપણે પણ વર્તવાનુ છે શ્રી પ્રસન્નચદ્ર રાજર્ષિનુ દષ્ટાત લ્યો એક ક્ષણમા સાતમી નરક અને ઘડીમા મુક્તિના વાજા વાગ્યા આ શુ ? મનની કેવી સ્થિતિ જણાવે છે ? હિમત હારવી નહિ અભ્યાસ સારા માર્ગ ઉપર લેઇ જાય છે ભૂતકાળમા જાનવરો આદિ વિચિત્ર અવતારધારણ કર્યા તે અવતારમા કેવા કૃત્ય કર્યા હશે ? હાલ કેવુ જીવન ! બન્ધો ! આત્માના સદ્ગુણો તરફજ દૃષ્ટિ દેવી યોગ્ય છે આત્માઓની દયા કરવી પાજ રાપોળના બકરા વિગેરે હરતા મનુષ્યના આત્માની ભાવદયા કરવી એ સામાન્ય વાત નથી શ્રીવીરપ્રભુ જો કેવળજ્ઞાનથી દરેક જીવોના કર્મનુ ચિત્ર કહેવા માડે તો સર્વનુ કહી શકે શુ પરિણામ આવે ? તેમ છતા ફક્ત યોગ્ય માર્ગજ બનાવ્યો તેમ આપણે પણ યોગ્ય માર્ગ બતાવવો જોઇએ ચડશે તે પડશે તમારી સારી સ્થિતિમા તો સર્વ ઇચ્છે, પરન્તુ નઠારી સ્થિતિમા દોષ તરફ દૃષ્ટિ નહિ દેતા આ આત્મા પ્રિય છે એમ ઉત્તમ ભાવના રાખી કોઇ યોગીન્દ્રો તારી શકે

ઉચ્ચ માર્ગમા જેટલુ અપકીર્તિનુ બધન છે તેટલુ કીર્તિનુ બધન છે, આત્માના માર્ગમા કોઇ આમ કહેશે, શુ થાય ઇત્યાદિ પરતત્ર વિચારોની મનરૂપ બેડીમા બેસી ન રહેતા આત્માનુ જ્ઞાન ધ્યાન કરવુ દુનિયા દીવાની છે દુનિયાની દૃષ્ટિથી જો ધર્મ સાધીએ તો કદી સાધી શકાય નહી દુનિયાની પ્રતિષ્ઠાથી આત્મા બધનમા પડયો છે અને પડશે પૂજ્યશ્રીમહાત્માઓ ! માબાપના ત્યાગ કરતા બાહ્યની અજ્ઞાન પ્રતિષ્ઠાનો ત્યાગ કરવો કઠીણ લાગે છે અહો આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમા કયારે રમણતા કરશે ? પ્રિય સત્પુરૂષો-આત્મ સ્વભાવમા રમણતા કરશો હાલ તો ઘણો વખત સમાધીમા જાય છે તેથી સમય મળતો નથી પત્ર તેથી લખાયો નથી-સમાધિમા પ્રવેશ કરો આત્મહિતમા પ્રવૃતિ કરશો-ધર્મકાર્ય લખશો

લિ તમારો બુદ્ધિસાગર જ્યાં ત્યા શરીર વિનાપણ ગરીબા-
દુનિયાથી ન્યારો પણ તમારો ધર્મ સ્નેહ વિ

પ્રિય મહાત્મા ધર્મલાભનો સ્વાદ અપૂર્વ આસ્વાદતા હશો બુદ્ધિસાગરને કહેશો જણાવશો આપની સયમ શકિતથી મોક્ષ માર્ગ સન્મુખ સચરી શકો સસ્કૃત અભ્યાસમા પ્રવૃત્તિ કરો તો અપૂર્વ પડિત થઇ શકો દેશોદેશ તહકામા ફર્યા વિના વિદ્યાની પ્રાપ્તિ કરો તો હજારો જીવોના આધાર બની શકો

બાલ્યાવસ્થામા વિદ્યા શીખી શકાય છે જન્મીને કઇ કર્યું નહીં તો જન્મ્યા શાના ? એકલા ફરવાથી શુ આત્મહિત થઇ શકે ? ભવ્ય મહાત્મા મારા જેવા તમને પ્રેમથી અપૂર્વજ્ઞાન આપી શકે ભવિષ્યમા તેજસ્વી બનો પણ શુ કરૂ હુ પરતત્ર છુ કે તમે, તે સમજાતું નથી માબાપના તાબે રહેવુ જોઇએ જ્યારે તે અવસ્થા ત્યાગી તો પ્રથમ જ્ઞાનાભ્યાસ કરવો જોઇએ નાર ગામમા અન્ય સાધુઓ જે થયા છે તે થોડા વરસમા પ્રખ્યાત થશે તે પહેલા તમે આગળ આવો એમ ઇચ્છુ છુ અત્ર વ્યાકરણ વિગરે ભણવાની સર્વ સગવડ છે બધુઓ તમે સિદ્ધના સમાન છો સર્વ કરી શકશો, વ્હાલા મહાત્માઓ ! ઉદ્યમ કરો વિદ્યા વિનાનુ જીવન પશુ સમાન છે જ્ઞાન વિના કેળવણી પામેલા શ્રાવકો હવે સાધુઓને બાવાના કરતા પણ બુરી દૃષ્ટિથી દેખે છે તમો પણ જ્ઞાનાભ્યાસમા લયલીન થાઓ જ્ઞાનને માટે દેશ વેશનો ત્યાગ કરવો પણ જ્ઞાન લેવુ આપના હૃદયમા જોકે આ વાત ચોટેલી છે તો પણ લખી જણાવી છે નો વ્યાકરણનો અભ્યાસ શરૂ થઇ ગયો છે તમો આગળ થાઓ તમે સર્વ કરી શકો

વ્હાલા બન્ધુઓ-નિષ્કામ બુદ્ધિથી આટલુ કહી ક્ષમા યાચી હવે હુ આત્મ ધ્યાનના વિચારોમા પ્રવેશ કરૂ છુ શ્રી

... .. નહી હુ તમોને સ્મરૂ છુ તમો ધર્મપ્રેમનું સ્વરૂપ સમજશો—અત્ર મળશો ખાનગીમા કેટલીક વાતચીત કરતા તમને જાગૃતિ સારી આવશે.

ॐ शान्तिः ३

× × × ×

ता ४—७—९

मुकाम—अमदावाद,

मुनि बुद्धिसागर.

पूज्य मुनिराज श्री तथा श्री प्रिय तथा योग्य सदा काल शान्ति वर्तो तमारा लखवा मुजब श्री अमृतसागरजी त्या आव्या छे बात चितनो खुलासो करशो सर्व सारु थशे करवा मांड्यु ते करी नाखवु सारामा शो विलंब राजी पड- वाथी पत्र उतावळथी लख्यो छे

लि. तमारो

बुद्धिसागर

शा माटे हवे विचार करोछो ? सारामां प्रवृत्ति करो

શ્રી

તા ૪-૭-૯

મુકામ –અમદાવાદ

લે —બુદ્ધિસાગર

મુનિશ્રી અમૃતસાગરજી વિશેષ તમો નાયકાએ પહોંચ્યા હશો તમારી દવા મોકલી છે ત્યાના સમાચાર લખશો ભાઇ ચન્દુ લાલ મથુરદાસને તમારી તરફ મોકલ્યા છે કાગળ લખી આપશો મુનિરાજ શ્રી અમિયદજી રૂપિજી તથા મુનિરાજ શ્રી મોતિચદજી રૂપિજી તથા મુનિરાજશ્રી સૌભાગ્યચદજીને મારા યથાયોગ્ય સ્નેહ-પૂર્વક કહેશો તેમને કહેશો કે તમો ખરેખર સુખી થશો આ આત્મા આત્માની પેઠે સદા વર્તશે વિશેષ કાર્ય હોય તો તુર્ત માણસ મોકલીશ ત્યા કયા સુધી રહેવાના છે તે જણાવશો.

× × × ×

શ્રી

તા. ૨૭-૧-૧૧

મુકામ ભાઈદર

મુ૦ મુંબાઈ તત્ર વિનેય શ્રદ્ધાળુ મુનિશ્રી .. .... યોગ્ય અનુવન્દના સુખ શાતા વિશેષ તમારો પત્ર આવ્યો વાચી બીના સર્વ જાણી તેરસના દિવસે દક્ષિણ તરફ વિહાર કરવા ધાર્યુ તે આજ્ઞાપૂર્વક કે આજ્ઞા વિના તેમજ કાચા કાન માટે લખ્યુ તે કયા કયા પ્રમાણોથી તેનો બરાબર ખુલાસો કરવો જોઇએ તમને ત્યા ઉપાધિ પડે છે આગળ પાછળના સયોગોમા ઇર્ષ્યાળુની તમને પ્રતીતિ થાય છે પણ આજ સુધી જેણી તરફનો તે પત્ર ધારો છો તેણી તરફનો બીલકુલ પત્ર નથી-તેમ છતા કેવી રીતે વિચાર બાધી દયો છો તે મ્હારા દૂરપણાથી મ્હને સમજાતું નથી હીરસાગરજીને જોગ ના વહેવરાવ્યા તેમા તમે

બિલકુલ વગોવાઓ નહી, કારણ કે એ મે મ દેશો જણાવ્યો છે અને તે રૂબરૂમા બતાવીશ બે કામળી માટે લખ્યુ તેમા તો તમારે સમજવુ જોઇએ કે દેખાદેખી બીજા સાધુઓ પણ કાબલી છતા બીજી કાબલીઓ લે અને જૂની કાબલીઓને વાપરે નહી તેમજ બીજા સાધુઓ પણ વધારે કીમતી કાબલી લે તો ઠીક ગણાય નહી શાસ્ત્રીના પગાર માટે તમો ગમે તે આવતો હોયતે શ્રાવકની પાસેથી પગાર ચૂકવશો શેઠ રૂપચંદ લલ્લુભાઇની દુકાને કહેશો તમો કોઇ બીજા શ્રાવકને કહો તેમા બીજા કામી મારે એ યોગ્ય નથી એમ હુ નક્કી માનુ છુ કારણકે મે શાસ્ત્રીને કહ્યુ હતુ કે અજીતસાગરજી કોઈ શ્રાવક પાસેથી પગાર અપાવશે અને હુ તે આજ્ઞા આપુ છુ તમો ખટપટના માટે લખો છો તે સર્વ હુ જાણુ છુ સાધુઓમા સમાનતાને લીધે અદેખાઇ થાય તેમ હુ જાણુ છુ તમો જાણો છો કે અન્યોની પ્રકૃતિ આવી છે-તેમ છતા શું હુ ન જાણી શકુ ? જોકે હુ સર્વજ્ઞ નથી તેથી કાચા કાનનો પણ બની શકુ ? તેમા ક્ષયોપશમની વિચિત્રતા છે તેથી સપૂર્ણ અશે તેમ હોય તો ખોટુ કહી શકાય નહી દર્શનવિજય માટે મે જે કર્યું છે તે મારા વિચારમા આવેલુ કર્યું છે તમોને ગુરૂની વચન પ્રતિતિ થતી હોય તો યોગ્ય માનશો અગર ન માનો તો મ્હને તે બાબતનુ કઇ નણુ નથી મનુષ્યોને ચઢવામા સ્હાય આપવી તે મ્હારો ધર્મ છે આ વખતે બે પક્ષ થયા છે તેમા આગળ પાછળની વાતોના લીધે તમારા પ્રેમમા ભગ પડયો છે આશા છે કે હવે વધારે ન પડે સમજુને પહોચી શકાય મૂર્ખને ન પહોચી શકાય તમને મહાવીર સ્વામી જેવાતો ઉપસર્ગો આવ્યા નથી સમજુ છો-ગભીર છો આત્માર્થી છો હવે તો ગભીર મન રાખીને થોડા દિવસ કાઢવા જોઇએ-અદેખાઇ કરનારનુ તમો ઉંધુ વા છિદ્ર જોવાનુ ધારો છો ? અને તમે તેમ લખ્યુ તે જાણ્યુ શુ એ વિદ્વાનોને વ્યાખ્યાનની પાટ ઉપરથી સુજી આવતુ હશે, શુ સજ્જન તે કદાપિ દુર્જન થાય ? શુ કોઈનુ છિદ્ર જોવામા તથા કહેવામા સાધુપણુ રહી શકશે ? શું બીજાનુ બુરૂ કરશો તો તેથી તમને સતોષ થઇ શકશે શું તેથી વૈર વાળી શકાશે ? સમરાદિત્ય અને

ગુણશર્માની પેઠે વૈરની પરમ્પરા શુ વધારવા ધારો છો શુ ગુરૂએ એવુ શીખવ્યુ છે ? શુ કૂતરૂ ભસે તો આપણે પણ ભસીને બદલો વાળવો જોઇએ; હજારો જીવોને આપણે ઉપદેશ આપીએ છીએ ત્યારે શુ આપણા ઉપર ભીમસેનની પેઠે દુખ આવી પડે તો પામર જીવોના છિદ્ર જોવા ? કર્મ કયા ઠેકાણે ભીમસેનની પેઠે નડતા નથી ? જ્યા જશો ત્યા કર્મનો ઉદય હશે તો પ્રકારાતરે પણ ભોગવ્યા વિના છૂટકો થશે નહીં આ બાબતમા સિદ્ધાન્તોને પુછી બીજાના છિદ્ર જોવા કહેવા વિચાર બાધશો પણ ભલામા ભલુ છે આવો તે આવો, લક્ષમા રાખશો અમારી મરજી આજ્ઞા પ્રમાણે ચાલવામા ભવિષ્યમા આત્મ સુખને પામશો હુ જાણુ છુ કે તમને ઉપાધિ થાય છે પણ હાલમા તે સહન કરવી અન્તે શાન્તિ થશે હીરસાગરને તમારા કહેવાથી દીક્ષા આપી છે એ તો તમને પહેલાથી કહ્યુ હતુ કે બીજા સંઘાડાના સાધુને દીક્ષા અપાય નહીં પણ જે બન્યુ તે બન્યુ જો તમને ગુરૂના વચન ઉપર વિશ્વાસ હોય તો એક કલાક ગુરૂના ઉપદેશનુ પ્રેમ પૂર્વક ધ્યાન ધરો ખરાબ વિચારો આવે તે હઠાવો એટલે શાતિના વિચારો અનુભવશો–હાલમા ત્યા ઠીક ન પડતુ હોય તો અમારી આજ્ઞા છે કે વદી ૧૩ તેરસના રોજ આણી તરફ વિહાર કરવો મળ્યા પછી યોગ્ય ખુલાસો કરી, તમારા આત્માને શાન્તિ પડશે તેમ કરીશુ, ગભરાશો નહીં, ભાઈ સર્વને દુખ આવી પડે છે જ્ઞાની સમભાવે વેદે છે અને અજ્ઞાની ઉલટો શોક કરી ગભરાય છે–આપણે આ ભવમા આત્માનુ હિત કરવાનુ છે સકટ કોને નથી આવ્યા ? અત્ર તરફ આવશો મારૂ ચિત્ત અનેક પ્રકારના ધર્મના કાર્યો તરફ અત્ર રોકાયલુ છે મને તમો સ્હાય થાઓ એમ ઇચ્છુ છુ જૈન ધર્મને માટે આત્મભોગ આપી અજીતસાગરજી મુનિશ્વર બન્યા છો તો પેલા ઘડાની પેઠે શુ દુખ ખમી શકશો નહી ..?

તમે જ્ઞાની છો તો આટલુ લખ્યુ છે એજ તમારી પ્રતિષ્ઠા છે શુ અમને તમારી પેઠે શિષ્યોની ઉપાધિયો નહિ નડતી હોય, તેમા ગભરાવાથી શુ વળે તેમ છે, અલબત્ત તેનુ સમાધાન થઈ

જવાનુ જૈન ધર્મની આરાધના માટે જેવો આત્મયોગ આપ્યો છે. તો મેઘકુમારનુ દષ્ટાંત વિચારી સ્થિરતા સમતા રાખશો અને તમારા આત્માની ઉન્નતિ કરશો આવી ખટપટ ન હોત તો કદી ઉપાધિમાં દુખ સમજાત જ નહીં આણી તરફ વિહાર કરશો હાલતે સર્વને નભાવશો આબરૂવાળાને દુખ છે, જે નાગો હોય તેને કછ નથી તમો આબરૂવત છો. તેથી ગુરૂની આજ્ઞા પ્રમાણે મહાવીર સ્વામીનો કાઉસગ ગ્રહણ કરશો

શાન્તિમા રહેવુ –ધર્મની સાધના કરશો

ૐ શાન્તિ ૩

× × × ×

શ્રી.

તા ૧–૫–૧૧
મુકામ –મુબાઈ
લેખકઃ–બુદ્ધિસાગર

તત્ર વિનયવત વિચક્ષણ વિવેકી મુનિરાજ શ્રી અજીતસાગરજી તથા સૌભાગ્યસાગર યોગ્ય અનુવદનાનુવદના વાચશો—

વિશેષ તમારો પત્ર આવ્યો તે પહોચ્યો છે શ્રી જીને કહ્યુ છે પાસ માટે તમો સગવડ કરશો વિશેષ થાણા જવુ હોય તો સુખે દર્શન કરવા જશો તમારા આત્માને સ્થિરતા રહે તેમ કરશો કાર્ય હોય તો જરૂર લખશો હાલ સસ્કૃત ભણવાનો વખત છે સિદ્ધાન્તોમા પ્રવેશ કરવા સસ્કૃત ભાષાનુ અધ્યયન કરવુ જોઈએ. હજી તમાની ઉમર છે વ્યાખ્યાન અને ભણવુ મહાયત્ને થાય છે વિદ્વાન્ થવુ જોઈએ વિદ્યાભ્યાસાર્થે અનેક પ્રકારનાં દુખ વેઠવા જોઇએ મનુષ્યો વિદ્યાભ્યાસની પ્રતિજ્ઞાઓ કરીને પાર પાડે છે તમારા વિદ્યાભ્યાસમા મારાથી અતરાય થયો હોય તો ક્ષમા ચાહુ છુ સિદ્ધાન્તોના પારગામી થવુ જોઇએ ગીતાર્થ થશો તો લાખો મનુષ્યોને ઉત્તમ તત્વ શોધી શકશો અને ઉચ્ચ જીવન કરી શકશો

અમારા વચનો દૂર છતા તમને વિશેષત આત્માની સાક્ષી આપશે. સરસ્વતિનુ શુ કહેવુ ? પોતાની કાળજી જોઇએ દૂકાન તો ગમે તેટલુ ભણી માડી શકાય છે, પરત ત્રતામા ખરી સ્વત ત્રતા પ્રાપ્ત થઈ શકે છે પણ એમા પ્રથમ દુ:ખ છે પછીથી સુખ છે ગમે તેનો નિશ્ચય કરો પણ આત્મભાવમા રમણુતા કરશો રૂચે તો માનજો મ્હારૂ,- ધર્મકાર્ય લખ્યા કરશો શાસ્ત્રીને લેવા માટે એક મનુષ્ય મોકલવુ કોઇ ઠેકાણે ચોમાસાથી બધાવુ નહીં-અમદાવાદથી દોરા આવ્યા છે મોતિને ધર્મલાભ હરખમુનિ સુરત બે દિવસમા પહોચશે.

ॐ શાન્તિ ૩

× × × ×

શ્રી તા ૩૦-૧૦-૧૧
મુ૦ પેથાપુર
લે બુદ્ધિસાગરાદિ

શ્રી વહાલી તત્ર પ૦ અજીતસાગર ગણિ યોગ્ય અનુવન્દના સુખ શાતા

ત્રિ મુનિ જીતસાગરજીના સ્વર્ગવાસ સબધી પત્ર આવ્યો વાચી વૃત્તાત જાણ્યુ કર્મની ગહન ગતિ છે ભાવી ભાવ થયા કરે છે જન્મેલાને નક્કી મરવાનુ છે તેમા શોકને સ્થાન નથી કોઇનુ કઇ નથી શરીરની અતે એજ સ્થિતિ છે तरतिशो* आत्मवित् શોક કરવા જેવુ વા હર્ષ કરવા જેવુ કઈ નથી આત્મા અમર છે તે પોતાની આગળની સ્થિતિ અગીકાર કરે છે તેને આ આત્માના સબધથી જેટલી શુભ વૃદ્ધિ થઇ હોય તદર્થે પ્રમોદ છે તેના આત્માને શાન્તિ મળો અન્યના શરીરની તેવી દશા જોઇને સ્વય અપ્રમત્ત મુસાફર બનવુ એજ શિક્ષણીય કર્તવ્ય છે સ્વાત્મ કર્તવ્ય કર્મો કરવા એજ સાધ્ય લક્ષ્યમા રાખવું જોઇએ અત્ર ઋદ્ધિસાગરનુ શરીર કઇક વિશેષ નરમ છે, હવે કઇક ફેર થયો છે, અને સારૂ થઇ જશે એમ છે બીજા સાધુઓને જ્વરાદિક પીડા છે

ઋતુ એવી તત્રત્ય સર્વ સાધુઓને અનુવન્દના સુખ શાતા ધ
સાધન કરશો ધર્મ કાર્ય લખશો

ૐ શાંતિ ૩

× × × ×

શ્રી

તા ૬-૨-૧૨
મુ૦ સાયણ
લિ —બુદ્ધિસાગર

જીજ્ઞાસુ જ્ઞાનેચ્છુ મુનિ અજીતસાગર તથા સૌભાગ્યસા
ેાગ્ય અનુવન્દના સુખશાતા

વિશેષ—લાબી મજલોથી વિહાર કરવો યોગ્ય નથી અ
બારસે વા બારસે જઘડીઆએ પહોચવુ થશે શરીર યાત્રા સ
ગથી કરવી, તેમજ સયમ યાત્રામા ઉપયોગ રાખવો બપોરે વિ
કરવો નહી કારણ કે ચશ્મા વગેરેની ઉપાધિનુ સેવન કરવ
સયોગોમા જીવ આવી પડે ગામો ગામથી પત્ર લખ્યા કર
મોતિ સાથે હશે તેને ધર્મલાભ બાકી ઉપયોગમા રહેશો. ક
ગાઉનો વિહાર કરવાથી શરીર નરમ થઈ જાય માટે હઠ કરવી ન
ભરૂચમા મુનિરાજ શ્રી હસવિજયજીના લેશ્રા ઉતરશો અને તે
વૈરાગ્ય આદિ શુભ પરિણતિયોનો લાભ લેશો મે તેમને પત્ર લ
છે તેમા લખ્યુ છે કે ઉત્તમ સગતનો લાભ ચખાડશો મોભ
સાગરને માથુ દુ:ખે તો માથે ઘી ઘસાવવુ તેથી રામબા
પેઠે આરામ થશે ગુણુ ગ્રાહી થવુ પ્રતિદિન સયમ માર્ગનો
કરશો કડવી શિખામણુ માબાપ આપે છે અને આપશે
આગળ ઉપર તેનો લાભ જણાશે

સાત આઠ દિવસ સુધી પત્રો લખો તે જઘડીઆના સ
માથી લખવા

પત્ર જઘડીઆ દીપચદ શેઠના સરનામાથી કવરમા લખવ

તા૦ ૧૫-૫-૧૨

પરમપૂજ્ય સદ્‌ગુરૂ મહારાજ શ્રી શ્રી શ્રી સુખસાગરજી મહારાજ સાહેબ યોગ્ય પાદરાથી લેખક સેવક બુદ્ધિસાગરની ૧૦૦૮ વાર વંદણા સ્વીકારશો વિ૦ આપનુ પાટણ તરફ જવાનુ મે સાભળ્યુ છે આપને જેમ રૂચે તેમ આપ કરશો આપ અવસરના જાણ છો, વિ૦ અજીતસાગરને કહેશો કે રત્નસાગર ભાગી ગયો તે સબંધી પત્ર આવ્યો તે પહોચ્યો છે એની જેવી દશા હતી તેવુ થયુ છે પુત્રના લક્ષણ પારણામાથી જણાય છે જેનામા ત્યાગ વૈરાગ્ય નહોય તે ભાગી જાય એમા કાઇ આશ્ચર્ય નથી સાગરમાથી કચરો બહાર નીકળી ગયા વિના રહેતો નથી સાગરની વેળા વધવાની હોય છે, ત્યારે કચરો બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે અસલના મુનિઓનુ શરણુ લેઇને જે પોતાના આત્માને તારવા પ્રયત્ન કરે છે તેજ ખરો સાધુ છે ગુરૂકૂળવાસમા રહીને જેઓ કાયા વાણી અને મનને જિનાગમમા સ્થિર કરે છે તેવા મુનિઓ મોહને જીતે છે મોજમઝા અને વાતચિતમા દિવસ પુરો કરનારા ઓના વંશજોની ગોરજીઓના જેવી હડધૂત દશા થવાની જ્ઞાનદર્શન ચારિત્રની આરાધનામા જેઓ દિવસ ગાળે છે અને ગુરૂની આજ્ઞાથી મન કપટને બાધે છે, તેઓનુ ચિત્ત ચચળ થતુ નથી, હવે જાણવાનુ તથા ભણવાનુ બાકી રહ્યુ નથી એમ જે જાણે છે તેને મોહ રાજા છેતરે છે ઉત્તમ ચારિત્ર્ય વડે સાધુઓ પોતાના નામને દીપાવે છે, રિદ્ધિસાગર વગેરેને અનુવદના કહેશો અને કહેશો કે તમારા પત્રો પહોચ્યા છે

હાલ હુ નિરૂપાધિ જીવન ગાળુ છુ તેથી પત્ર લખતા ઢીલ થાય છે

તા૦ ૧૭-૬-૧૨
મુકામ —અમદાવાદ
લે —બુદ્ધિસાગર

શ્રી પાટણ તત્ર વૈરાગી ત્યાગી મુનિશ્રી અજીતસાગરજી સૌભાગ્યસાગરજી મહેન્દ્રસાગરજી વગેરે યોગ્ય અનુવંદના સુખશાતા વિશેષ સાંવત્સરિક પ્રતિક્રમણ ક્ષમાપના સબંધી તમારો પત્ર આવ્યો તે વાચી અમો પણ તમોને ખમાવીએ છીએ ગુરૂ અને શિષ્યને શિષ્યના સબંધ જોઇ મારાથી ખરબ બોલાયુ હોય ઠપકો દેવામા આવ્યો અશુભ ચિતવ્યુ હોય વા તમારા મનને કોઇ પણ રીતે મે દુખવ્યુ હોય, સૌભાગ્યસાગરનુ મન દુખવ્યુ હોય વા મહેન્દ્રસાગરનુ મન દુખવ્યુ હોય તો બે હાથ જોડી ક્ષમા માગુ છુ અને આશા છે કે સર્વ પ્રકારે બુદ્ધિસાગરને ક્ષમા આપી સર્વ ખાતા ચૂકવી નાખી પવિત્ર માર્ગમા આગળ વધશો તમારા આત્માને જે કઇ દુઃખ થયુ હોય તેની માફી માગુ છુ

વીતરાગના ક્ષમાપના માર્ગમા બાહ્ય અને અન્તરથી ઉભો થઈ આજથી સ્થિર થાઉ છુ ધર્મકાર્ય લખશો, મોટા ગુરૂ મહારાજ તથા રિદ્ધિસાગરજી રંગસાગરજી વગેરેને વંદના અનુવંદના પૂર્વક ત્રિવેધે ત્રિવેધે ખમાવુ છુ

લિ૦ સર્વનો કૃપ કાક્ષી બુદ્ધિસાગર

તા૦ ૨૯-૯-૧૨
મુ૦ અમદાવાદ
લે -બુદ્ધિસાગર

તત્ર વિનેય મુનિશ્રી અજીતસાગરજી તથા મુનિશ્રી મહેન્દ્ર-સાગરજી યોગ્ય અનુવંદના સુખશાતા મહેન્દ્રસાગરનુ શરીર વિશેષ નરમ છે એવુ કોઇએ જણાવ્યુ નહોતુ અત્ર વૃદ્ધિસાગરને ત્રણદિવસથી તાવ આવે છે

સમતા ભાવે દુ ખો સહન કરવા, કાયર થઇને પણ કર્મવિપાક ભોગવ્યા વિના છૂટકો નથી, ત્યારે ધૈર્ય ધારણ કરીને સમભાવે દુ ખો સહન કરવા એમા ઘણી ઉત્તમતા અને નિર્જરા છે કર્મના વિપાકો ભોગવ્યા વિના કોઇનો છૂટકો થતો નથી માદા સાધુની વૈયાવચ્ચ કરવાથી મહાફલ પ્રાપ્ત થાય છે માદા સાધુને સમતા ભાવ રહે એવો બોધ આપવાથી મહ. ફલ પ્રાપ્ત થાય છે જ્ઞાનીને માદગી પણ વૈરાગ્ય આપનારી થાય છે રોગના વખતમા રોગની સારી રીતે સારવાર કરવી જોઇએ ખરી ભક્તિ ખરો પ્રેમ ખરો પરમાર્થ એ બધુ માદગીના વખતમા માલુમ પડે છે માદા સાધુની પાસે બેસીને તેના મનમા શુભાઅધ્યવસાય પ્રગટે એમ કરવુ શાસ્ત્રોમા વૈયાવચ્ચને અપ્રતિપાતી ગુણો કહ્યો છે. માદા સાધુને કર્મવિપાકનુ સ્વરૂપ સમજાવી આશ્વાસન આપવુ એજ ખરી ધર્મસેવા છે પોતાની પાસે રહેલા સાધુઓની સારી સભાળ લેવી પોતાના સાધુઓ સિવાય અન્ય ગચ્છના સાધુઓની પણ માંદગીના વખતમા ખરા અ ત કરણથી ભક્તિ કરવી ભક્તિ એ ખરેખર દેવની પેઠે ભવિષ્યમા ફળ આપે છે સાધુઓને માદગીના વખતમા સહાય આપવાથી તેમની સાથે શુદ્ધ પ્રેમની વૃદ્ધિ થાય છે અને તેઓના સદ્વિચારોમા વૃદ્ધિ થતી જાય છે માદા સાધુ તરફથી જે કઇ સહન કરવુ પડે તે સહન કરીને પણ આત્મભોગ આપીને તેમની વૈયાવચ્ચ કરવા પરિપૂર્ણ લક્ષ રાખવુ

હાલ કલ્પસૂત્રના યોગોદ્વહનની ક્રિયાનો આરભ કરશો તે જાણ્યુ દ્રવ્ય અને ભાવથી યોગોદ્વહનની ક્રિયામા દુ ખો સહન કરીને પ્રવૃત્તિ કરવી મનમા ઉત્સાહ રાખવો દેહદુક્ખ મહાફલ એ ન્યાયને આચરણમા મૂકીને આત્મસાધનમા સાધ્યદૃષ્ટિએ આગળ વધશો આત્માના ગુણો પ્રતિદિન વૃદ્ધિ પામે એવુ લક્ષ રાખવુ ઉત્સાહ, ધૈર્ય, ઉદ્યોગ અને વૈરાગથી આગળ વધી શકાય છે મહેન્દ્રસાગરને ધર્મલાભ ધર્મ સાધન કરશો. હીરસાગરનો મારા ઉપર પત્ર હતો ઇત્યેવ ॥

તા૦ ૨૦-૧૦-૧૩
મુ૦ અમદાવાદ
લિ૦ બુદ્ધિસાગર વગેરે ઠાણા—૭

શ્રી રાધનપુર તત્ર મુનિશ્રી અજીતસાગરજી તથા મુનિશ્રી જીતસાગરજી તથા મુનિશ્રી મહેન્દ્રસાગરજી તથા મુનિશ્રી કીર્તિ-સાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા

વિ —હાલમા પત્ર નથી, ત્યા ઉપયોગથી વર્તવુ હાલમા જૈનશાસન પત્રમા સાધુઓની ચર્ચાઓ આવે છે તેથી જૈન કોમમા અશાન્તિ ફેલાય છે તેવી બાબતોની ખટપટથી સદા દૂર રહેવુ પરભાવમા પડવુ નહીં પોતાના આત્માનુ હિત કરવું દરરોજ પન્યાસ નીતિવિજયજીને વાદવા જવુ દરેક બાબતમા પ્રસગે ગમ ખાવી આત્માના કલ્યાણમાં વિશેષ ઉપયોગ દેવો ઉચિત વ્યવહારથી સર્વની સાથે ઉચિત વર્તીને ચોમાસુ ઉતરતા અમારી તરફ આવવુ પઠન પાઠન તરફ વિશેષ લક્ષ દેશો

હુ કોઇના પત્રથી વા કોઇના કહેવાથી કઇ લખતો નથી પણ ઉપદેશ રૂપે મારા ધર્મ પ્રમાણે ફરજ તરીકે લખુ છુ સર્વ સાધુઓને ભણાવવા સબધી ઉપયોગ રાખશો આ કાલમા આત્મ-સાધન કરવુ તે ઘણુ દુષ્કર છે રાધાવેધ સાધવાની પેઠે ચારિત્ર સાધનમા ઉપયોગ દેવો

ૐ શાન્તિ ૩

પન્યાસજી નીતિવિજયજી મહારાજને અમારી વદના કહેશો અને કહેશો કે તમારી બાબતે થતી ચર્ચાથી હુ દીલગીર છુ તત્સબધી કઇ સૂચના આપવા જેવી હોય તો આપશો બનતુ કરીશુ એમ કહેશો

ૐ શાન્તિ ૩

તા૦ ૩૧-૧૦-૧૨
મુ૦ અમદાવાદ
લિ૦ બુદ્ધિસાગર

શ્રી પાટણ તત્ર વિનેય-વિવેકી વિચક્ષણ ગભીર ક્ષમાશીલ મુનિશ્રી અજીતસાગરજી યોગ્ય તથા મહેન્દ્રસાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા

વિશેષ —મહેન્દ્રસાગરની પ્રકૃતિ સારી થતી જાય છે તેથી આનદ પામુ છુ તેની બરાબર દવા કરાવવી વિ સમેતશિખર યાત્રાર્થે વિહાર વિચાર સમાચાર વાકયો વાચ્યા જ્યા કયા સયોગો વિચારો આદિથી તેવા પરિણામ થાય છે તેનો હૃદયગત સ્પષ્ટ વિચારોનો ખુલાસો યોગ્ય જાણીને કરવામા આવે તો સારૂ ઉત્તરાધ્યયનસૂત્ર યોગ્ય લાગે તો રાખશો પશ્ચાત્ જેવી મરજી કુમારપાલ ચરિત્ર સબધી ભાવીભાવ મનુષ્યમાત્રને મનોવૃત્તિથી કલ્પનાઓ પ્રસગાનુસાર ઉઠે છે દુખોને સહવા જોઇએ પોતાના આત્માને આત્મભાવે શાન્તિ આપી શકાય પ્રારબ્ધ અનેક આકારે જ્યા ત્યા આગળ આવીને ઉભુ રહી સુખ દુ ખ ઉપજાવે છે શાન્તિનુ સ્થળ આત્મા છે પરભાવમા દુ ખ છે મનના વાયરે ચડેલો આત્મા પોતાના સુખની આશાઓને પર સબધે જુએ છે અનેક વિપત્તિયો પણ અનુભવ આપે છે દુ ખના વખતમા જાગ્રત દશા રહે છે જ્ઞાનીની વાતોમા સુખ છે સમતાભાવમા રહેવુ વા તેવા પ્રયત્નો આરભવા જ્યા ઉપાધિ થાય ત્યાથી દૂર રહેવુ પણ ઉપયોગ એટલો રાખવો કે આત્માની ઉચ્ચદશાની શિક્ષાઓમા ઉપાધિ ન બને જ્ઞાનની વૃદ્ધિ કરશો

શ્રુતજ્ઞાનનો આધાર મહાન્ છે ધર્મકાર્યો લખશો

ૐ શાન્તિ ૩

તા૦ ૧૧-૭-૧૫
સંવત ૧૯૭૧ જેઠ વદી ૧૪
મુ૦ પેથાપુર લે બુદ્ધિસાગર

શ્રી સાનન્દ તત્ર વૈરાગ્યાદિ ગુણાલંકૃત મુનિશ્રી અજીતસાગરજી આદિ યોગ્ય ધર્મલાભ —

લખેલો પત્ર પહોચ્યો છે, વિચારી સાર જાણ્યો છે,
લખુ શુ ઉત્તરે આજુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૧
કથે સૌ સ્વાત્મ દૃષ્ટિએ, રૂચે વા ના રૂચે તે તો
રૂચે તે લેઇ ત્યજી બીજુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૨
મહાવીરે પ્રરૂપ્યો જે, ખરો તે ધર્મ માનીને,
વિપાકો કર્મના બોધી, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૩
જગત્ સહુ કર્મના તાબે, નચાવે કર્મ જીવોને,
વિચારી કર્મની શક્તિ, ક્ષમાથી સ્વોનતિ કરશે ૪
મહાવીરે સહ્યા દુ ખો, બચે ના કર્મથી કોઇ,
સહીને કર્મનુ દેવુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૫
જગત્મા કર્મ છે વૈરી, નિમિત્તજ જીવ છે તેમા,
શુભાશુભ કર્મફલ જાણી, ક્ષમાથી સ્વોન્નતિ કરશો, ૬
કર્યો કર્મોજ ભોગવવા, શુભાશુભ જે ઉદય આવ્યા,
કથાકારક બની તેના, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૭
વડાના સર્વ દૃષ્ટાન્તે, વડા બનવા સહો દુ ખો,
કથી ઉપદેશ જગને એ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૮
વડા થાતા વડા દુ ખો, સહન કરવા પડે સૌને,
વિચારી ચિત્તમા એવુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૯
થશે સ્વાનુભવો એના, થશે પ્રગતિ ખરી એથી,
બુદ્ધ્યબ્ધિ સાધુના પન્થે, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૧૦

ૐ શાન્તિ ૩

તા૦ ૧૬-૭-૧૫

મુકામ -પેથાપુર લિ -બુદ્ધિસાગર

તત્ર વૈરાગ્યાદિ ગુણાલકૃત મુનિશ્રી અજીતસાગરજી વગેરે યે ગ્ય અનુવન્દના સુખશાતા

લખેલ પત્રથી હકીકત જાણી વિશેષ જે માટે તમે લખ્યુ તે માટે તમે જે કઇ ઉપયોગ કરવા હોય તે કરશો સમય વિચિત્ર છે રૂઢી પ્રમાણે પ્રવર્ત્તવુ એ સર્વથા યોગ્ય છે કે અયોગ્ય અને તેથી શો લાભ દેખવામા આવે છે, તેનો હૃદયમા વિચાર કરવો જોઇએ નકામા ખર્ચ કરાવવાથી સ્વપરનુ મહત્વ નથી જમાનો સ્થિતિ ભાવ વગેરેને વિચાર ન કરવામા આવે અને રૂઢિ પ્રમાણે કાને કાનો કરવામા આવશે તો તે સદા નભશે નહીં શ્રાવકોનુ કાર્ય શ્રાવકોને માથે છે તે ગમે તેમ કરે તેમા આપણે લાભુ પેસવાની જરૂર નથી પોતાના આત્માના ઉપયોગમા રહેવુ રાજા રાણીઓએ હવે ખર્ચ ઘટાડવા માડયાં છે તો જૈન સાધુઓ શ્રાવકોના માથેથી ખર્ચનો બોજો ન્યૂન કરી તેમની ઉન્નતિ નહિ કરે અને બાહ્ય ધામધુમમા મહત્તાથી સ્વમહત્તા સઘ મહત્તા માની લેશે તો તેથી ઉન્નતિના સ્થાને અવનતિનુ બીજ રોપાશે જેના જેવા ભાવ તેમા પણ જેમ ખર્ચો ન્યૂન થાય અને જેમા ખર્ચવાનુ છે તે બનાવવામા આવશે તોજ જૈન ધર્મની ઉન્નતિ થશે સત્યદૃષ્ટિ અને આત્મહિત શાસનહિતથી વિચાર કરી વિવેક પ્રમાણે પ્રવર્તવુ પરમા પડવુ નહિ સાધ્ય દૃષ્ટિને ધ્યાનમા રાખીને ઉપયોગપૂર્વક પ્રવર્તવાની જરૂર છે. ધર્મ સાધન કરશો

ૐ શાન્તિ ૩

તા૦ ૨૩-૬-૧૫

મુકામ પેથાપુર, લેખક —બુદ્ધિસાગર

તત્ર વૈરાગ્યાદિ ગુણાલકૃત મુનિશ્રી અજીતસાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા

વેદવાથી સાધુને સંવરભાવ વધે છે કર્મના ઉદય વિના કોઈ
કોઇ બગાડવા સમર્થ નથી કર્મ સમાન અન્ય કોઈ આત્મા
અશુભ કરનાર નથી એવી શ્રદ્ધા ધારણ કર્યા વિના અન્ય જીવો
સાથે મૈત્રીભાવ બંધુભાવ રહેતો નથી આત્માની સમાધિદશા
પ્રાપ્ત કરવાથી સાધુની ઉત્તમતા વધે છે, ગુર્વાજ્ઞા પરતન્ત્રતા સેવ
વિના અને અનેક દુ ખો સહ્યા વિના આત્મપ્રગતિ થઇ શકતી નથ
લઘુતા સમાનતા વિનય એ પોતાના મિત્રો છે તેનુ ક્ષણ માત્ર પાસુ મૂક
જોઇએ નહીં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય વડે આત્માના સ્વભાવમા રમણ
કરવી એજ સાર છે, સ્વાર્થમય સંસારમા પરમાર્થ કૃત્યો સાર
અન્ય મનુષ્યોનુ શ્રેય કરતા તેઓ તરફથી ઉપાધિ થાય તો તે ઉપ
ધિને અમૃત તુલ્ય માની સત્પુરૂષો પશ્ચાત્ પડતા નથી અને કે ઇ
બુરૂ કરવા વિચાર કરતા નથી પરન્તુ ઉલટુ અન્ય જીવોનુ વિશેષ
શ્રેય કરવા મથે છે એવી દશામા સદા પ્રવૃત્તિ થાઓ ઇત્યેવ

ૐ શાન્તિ ૩

તા૦ ૩૦-૧૨-૧૫

મુકામ -માણસા લિ બુદ્ધિસાગ

વિજાપુર તત્ર મુનિશ્રી અજીતસાગરજી વગેરે યોગ્ય અનુવ
સુખશાતા વિશેષ-તમારો પત્ર વાચી સમાચાર જાણ્યા વિશે
શા૦ અમથાલાલ સ્વચ્છની સાથે આનન્દઘનબહોંતેરી મોકલ
છે ચૌદશે પાક્ષિક પ્રતિક્રમણ કર્યા પશ્ચાત્ પ્રાય એકવાર પ
વ્યતીત થવાથી સ્વાધ્યાયનો કાલ પૂર્ણ થાય છે તેથી પક્
સ્વાધ્યાય કરણનો નિષેધ પરંપરાથી ચાલ્યો આવે છે એમ અ
ભવાય છે અને તેમજ પરંપરા પ્રવર્તે છે તેથી તેનો નિષેધ ક
પણ ઉપયોગી અવબોધાતો નથી વિશેષ પાદુકા માટે
કરાવવા માટે લખ્યુ તો તેના ઉત્તરમા જાણવાનુ

श्री महावीर पट्ट परंपरागत श्वेतांबर तपागच्छ सागर संघाटक शिरोमणि श्रीमद् रविसागरजी पादुका प्रतिष्ठापिता विजापुरे सं १९७० अमुक मासादि श्री महावीर प्रभु पट्ट परंपरागत श्वेतांबर तपागच्छीय सागर संघाटक श्री रविसागरजी शीष्य श्री सुखसागरजी पादुका प्रतिष्ठापिता गाम सं. इत्यादि આ પ્રમાણે લખાવશો. શ્રી માણસા માટે શ્રી સુખસાગરજી મહારાજના નામની પાદુકા અને તેમનુ નામાદિ કોતરાવી મોકલાવી આપશો કે જેથી અત્રે પાદુકા બેસાડવામા આવે ત્યા સમાજની સ્થાપના કરાવી તે મારૂ થયુ છે, તે સદા ટકી રહે એવી વ્યવસ્થા કરવી કાયદાઓ ઉપયોગી કરવા ભણવામા લક્ષ રાખશો પિસ્તાલીસ આગમ પંચાગી સહિત પરિપૂર્ણ અવગાહવા પ્રકરણો ગ્રન્થોનો સર્વ અભ્યાસ કરી લેવો સર્વ દર્શનીય સર્વ શાસ્ત્રો અને આધુનિક વિજ્ઞાન તથા વિચારોનો અનુભવ કરવો અત્યંત આવશ્યક છે એક રાજ્યના અંગે જે જે અંગોની જરૂર છે, તે તે સર્વ એક ગચ્છના અંગે જરૂર છે માટે આગમવિજ્ઞો તર્કવાદિયો શાબ્દિકો વ્યાખ્યાન કારો લેખકો સાધુઓ થાય તેવી વ્યવસ્થા અને તેના ઉપાયો હાથમા ધરવાની જરૂર છે અન્ય સંઘાડાઓની સ્પર્ધામા આપણો સમુદાય સર્વ રીતે આગળ વધે એવી દૃષ્ટિથી કાર્ય કરવાની સમયને અનુસરીને જરૂર છે ચિત્તમા ઉત્સાહ ભરીને ધર્મ પ્રગતિમા આગળ વધવુ જોઇએ જે સાધુઓ દુઃખ વેઠી યથાયોગ્ય પ્રયત્નો કરે છે તે સર્વથી આગળ વધે છે અને તેઓ પોતાનુ તથા જગત્નુ ભલુ કરે છે કદિ હીંમત હારવી નહીં, આપણા ગુરૂઓની પાછળ આપણે છીએ અને તેનો પ્રકાશ વિશ્વમા પડવો જોઇએ દુઃખની પાછળ સુખ છે સતત્ ઉત્સાહ અભ્યાસ અને આત્મબળથી ઇચ્છીત વિજયલક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

ॐ शान्ति ३

તા૦ ૧૪-૧-૧૬
મુ૦ માણસા લે -બુદ્ધિસાગર

તત્ર મુમુક્ષુ મુનિશ્રી પં૦ અજીત સાગરજી ગણિ મહેન્દ્ર સાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા કેસરીઆજી દર્શનનો અભિગ્રહ લખ્યો તે જાણ્યો મારે દશ વર્ષથી અભિગ્રહ છે તમે સાણંદમા અભિગ્રહ જણાવ્યો નહોતો મેસાણામા વડીદીક્ષા માટે મેસાણા સંઘ સાથે વચનથી બંધાયા તે પણ એક સત્ય અભિગ્રહ છે તેનુ શું કરશો ? પ્રતિજ્ઞા વચનપાલન વિના દેવદર્શન કરીને વિશેષ શું પ્રાપ્ત કરી શકાય તેમ છે ? લાભ અને હાનિનો પ્રથમત વિચાર કરીને પ્રવૃત્ત થવુ જોઇએ મેસાણાવાળા કોઇ રીતે સ્વકાર્યને નભાવી લે એવી વ્યવસ્થા તેઓ સાથે કરીને તેઓનુ મન સતુષ્ટ કરી અપવાદ માર્ગે અન્યકાર્ય ખાસ આવશ્યક હોય તો અનેક અપેક્ષા ધ્યાનમા લેઇ આજ્ઞા આપ્યા બાદ કરી શકાય પશ્ચાત્ વિશેષ તો દ્વિતિય પત્રથી જણાવવામા આવશે

કમલવિજયસૂરિ અત્ર ત્રણ ચાર દિવસમા આવનાર છે વિશેષ તે આવ્યા બાદ ધર્મવિજયસૂરિ અહેમદનગર થઇ પ્રાંતિજ થોડા દિવસમા જશે પાલીતાણાની શ્રી યશોવિજય પાઠશાળા કુવરજી દેવસિંહને સોપી ચારિત્રવિજયજીએ વિહાર કર્યો તકરારનુ મુળ કચ્છી અને ગુજરાતી વચ્ચે થયુ પોષ સુદી ૧૫ મે મુબાઇ કૃપાચંદજીને સૂરિપદ ખરતર ગચ્છનો સંઘ આપશે અન્ય પ્રસગે સમાચાર જણાવતા રહેવુ ગુરુગીતા, કર્મયોગ, પદ્યમ ગ્રંથ છપાય છે મહાસંઘપ્રગતિ ગ્રંથ થોડા વખતમા છપાશે

ૐ શાન્તિ ૩

તા. ૧૮-૧-૧૬
સુ માણસા
લેખક -મુનિ બુદ્ધિસાગર

શ્રી ઉઝા

સમયસૂચકાદિ ગુણાલંકૃત મુમુક્ષુ પં૦ અજીતસાગર ગણિ
તથા મહેન્દ્રસાગરજી યોગ્ય અનુવંદના સુખશાતા

વિશેષ કવર પહોચ્યુ વાચી સમાચાર જાણ્યા રૂબરૂમા સ્પષ્ટ ખુલાસા થઇ શકે તેમ છે ત્યા હરગોવિંદદાસ વગેરે આવ્યા હશે અજીતસાગરજીના પત્રથી જાણ્યુ છે સંઘાડાની લાગણી હોય તો નમ્રતાથી લઘુતાથી સર્વમા પ્રભુતા દેખી કાર્ય કરવુ પદવીઓએ દરેક સંઘાડામા કુટ કરાવી છે મારો આશય કંઇ પત્રથી જાણી શકાય તેમ નથી, માટે કોઇ બાબતનુ અનુમાન ન બાધતા સ્વ સંઘાડાની સુવ્યવસ્થા મેળ જે રીતે રહે તેવી સમયસૂચકતા વાપરવામા મહત્તા છે આનન્દઘનજીની પદવી વિના જેટલી મોટાઈ છે તેટલી હાલ અન્યની દેખાતી નથી ગુર્વાજ્ઞાપાલનમા અને સ્વકર્તવ્યમા સર્વ પદની મહત્તા આવી જાય છે તમે આ સ્થિતિ પૂર્વથી જાણો છો એટલે આત્માને આત્મારૂપે માની સમભાવે આપણી ગાડી બરાબર ચાલે અને અન્યોની હરીફાઈમા વ્યવહારથી આત્મકલ્યાણમા ઉપયોગ રાખી રૂબરૂમા આપેલા ખુલાસાથી સંતોષ પામશો અને તે પૂર્વે યુક્તિથી વર્તી શકશો દીક્ષા સાધુપદ વગેરેમાં આત્મકલ્યાણનો મુળ મુદ્દો વિચારવાનો છે. પત્રોત્તર જણાવતા રહેવો

ૐ શાંતિ

ता २७-११-१६ सं० १९७३ का० व० अमास

मु० विजापुर

ली बुद्धिसागर

श्री प्रांतिज मध्ये वैराग्यआदि गुणालंकृत पन्यास अजितसागरजी गणी वगेरे योग्य अनुवंदना सुखशाता, तथा प्रांतिजना जैन श्वे संघसमस्त योग्य धर्मलाभ वि० पन्यास अजितसागरजी गणीनो पत्र तथा प्रांतिजना संघ शेठीआनो पत्र आव्यो वाची समाचार जाण्या छे अमारु शरीर जरा नरम छे अने तेथी वरी रात्रिए घणा साधुओनी साथे रहे वानु थाय तेम स्थान पण विशाळ न होय ता तेथी ऊंघ आवी शके नहीं अने शरीर बगडवानु थाय आ वात महेन्द्रसागर जीने मुख कही छे पण मत्युत्तर नथी व्यवस्था शी करी छे ते पण जणाव्यु नथी एकत्र उपाश्रयमां साधुनु रहेवानु थाय अने उजमणा संबधी पण कार्य थाय ते वात मने रुचती नथी. मुंबाइ, सादरा अने पादरीसथी श्रावकोना पत्र आवेल छे. पेपर वाळाना पत्र पण आवेला छे अने ते तमामनो सार ए छे के साधुओ उजमणा मेळो जमणवार विगेरे बाह्य मनाती शासनऊन्नतिमां पैसानु पाणी—धुमाडो करावे छे अन्य प्रजाओ स्वउन्नतिमां प्रवृत्तिमय थइ रही छे जमानो फरी छे ते जाणवा छतां सांभळवा छतां आवु वर्तन थाय छे त्यारे टीका करनारा करता दोषपात्र साधुओ गणवा जोइए' आ उपरथी लखाय आपशो के तमारा त्यां पुस्तक प्रसिद्धीमां अध्यात्म ज्ञानप्रसारकमंडळ जैनबोर्डिंग ज्ञानप्रसारक विषयमां तेम स्थानिक पाठशाळा व मंडळमां विगरे जैन शासननी दरेक उन्नतिना मार्गो पैकी कया मार्गोमां द्रव्यनो शो व्यय करवा निश्चय कर्यो छे अहीं श्रेठी मगनलाले उजमणु कर्युं अमारी इच्छा न होती तोपण अन्य श्रावकोनी आवी प्रवृत्तिमां जमा नाने जरुर छे ते मार्गो पैकी बोर्डिंगमा ३००० रु० अने जैन स्कोलरशीप तरीके १००० रु० नी रकम सखावत तरीके जाहेर करी छे तेवु तमारा त्यां कर्युं छे ? ते लखशो साधुओ जो

समजशो नहि तो जैनशासननी खरा मार्गथी उन्नति थवी जोईए ते केवी रीते थशे ? माटे आ संबंधमा कई पण निर्णय कर्यो होय अगर निर्णय करो तो जणावशो महुडी, लोदरा, वरसोडा विहार थशे चोक्कस निर्णय नथी अत्रेना संघनो आग्रह छे अने ते खरु धर्मसाधना करशो

ॐ शान्ति ३

તા૦ ૨૪-૭-૧૭
મુ૦ પેથાપુર
લે -બુદ્ધિસાગર

શ્રી વડાલી મધ્યે પં૦ પ૦ અજીતસાગર ગણી૦તથા મુનિ મહેન્દ્રસાગરજી તથા મુનિ ઉદયસાગરજી તથા મુ૦ હેમેન્દ્રસાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા

વિ૦ તમારો પત્ર આવ્યો, વાચી સમાચાર જાણ્યા ભક્તિસાગરજીને ગોળાની સાથે હાર્ટડીઝીઝ થયો તેથી એક કલાકમા શરીર છોડયુ પહેલાથી માંદા હતા પણ દવા ચાલતી હતી કંઈ ભય જેવુ જણાતુ નહોતુ તેથી પત્ર લખ્યો નહોતો હાર્ટડીઝીઝથી હૃદય બંધ થઈ ગયુ ઉદયકાલ બળવાન્ છે જે થવાનુ હોય તે થયા કરે છે કોનુ શરીર અમર રહેવાનુ છે કે જેની ચિંતા કરાય મહેન્દ્રસાગરજીને પગે ઉનુ પાણી લાગ્યુ તેથી પગ બળ્યો તેની દવા કરાવશો સમતા પરિણામ રાખશો આગળ પાછળ સર્વને શુભાશુભ કર્મ ઉદયમા આવે છે તે સમભાવે ભોગવ્યાથી શાંતિ છે હાયવરાળ કરવાથી શુ થાય ત્યા તિલકની ક્ષક્ષારેશ જેવી દશા તમને તમારા માટે લાગતી હોય તેમા એવા કંઇ ઉપસર્ગ પરિષહ હોય તો જણાવશો મન જેવી દશા વિચારે છે તેવી દશા ગમે તે સ્થિતિમા દેખાય છે મન સ્વર્ગ અને નરક છે વડાલીના સંઘની ભક્તિમાં ખામી નથી એમ

જણાય છે એકાતમા ભણવા ગણવાનુ સારૂ થાય વિદ્યાભ્યાસ સારી રીતે થાય ખાવાનુ તો ગમે ત્યા મળ્યા કરે છે છતા તિલકની માફક જેવી દશા લખવાનુ શુ કારણ થયુ છે તે લખી જણાવવુ મનથી શુભાશુભ કલ્પે પાર આવે તેમ નથી ઇત્યે વ

ૐ શાન્તિ ૩

ટપાલ તુર્ત નીકળતી હોવાથી ઉતાવળથી પત્ર લખ્યો છે લાલી પારેખ પર આવેલો પત્ર તેમણે વચાવ્યો છે

ૐ શાતિ ૩

તા૦ ૨૮-૭-૧૭

વિ૦ તમારો પત્ર આવ્યો વાચી ખાનગી સમાચાર જાણ્યા કોઇના પર કોઇ ખોટુ લગાડે એવો આત્માનો સ્વભાવ નથી કર્મના સ્વભાવ પ્રમાણે શાતા અશાતા ભોગવવામા અન્ય જીવ નિમિત્ત માત્ર છે પોતપોતાના કરેલા કર્મો સર્વ જીવો ભોગવે છે તેમા અન્ય તો નિમિત્તભૂત છે સમભાવે કર્મ ભોગવવામા ફર્જ અદા કરવી તેમા અ ય ગમે તેવી દૃષ્ટિથી દેખે તેમાં પોતાને શુ ? ગુરૂ પોતાની ફરજ બજાવે છે ફર્મ અધિકાર પામીને તેમા વિપરીતતા ભાસતા પશ્ચાત્ મધ્યસ્થ તટસ્થ વૃત્તિથી વર્તવુ એજ શ્રેયસ્કર અવબોધાય છે તો પશ્ચાત શિષ્ય વર્તનથી શુભાશુભ મ તવ્યમા નિર્લિપતા વિના અન્ય ઉપયોગ ક્યાથી હોઇ શકે ગુરૂપ્રવૃત્તિવૃત્તિ અને શિષ્યવૃત્તિ પરસ્પર એક બીજાને શુભ ભાવમયી દર્શાય તાવત્ સારણા વારણા ચોયણાદિ ફરજ કર્તવ્યના છે પશ્ચ ત્ અન્યથાથી યાતો મધ્યસ્થોપ યોગે વર્તાને યથાયોગ્ય પ્રવૃત્તિ નિવૃત્તિ કર્તવ્યતા કરાય છે, ત્યા અન્ય શુ ચિતવન ? અજ્ઞાન દશામા રાગાદિ સલેપતા પ્રવૃત્તિથી બધન છે પશ્ચાત્ સર્વત્યાગ નિવૃત્તિ દૃષ્ટિએ તો લખ્યા પ્રમાણે કલ્પાયલાની દૃષ્ટિની શૂન્યથાએ સમતાજ બાકી રહે છે સર્વના કર્મ પ્રમાણે સર્વ જીવો સુખ દુ ખ ભોગવે છે તેમા અન્યને ખોટુ

લગ કહ્યુ યોગ્ય નથી અને સમજીુઓ બરાબર સમજે છે રાગદ્વેષ ભાવે કરેલા સર્વ સબધોમા શાતિ સુખ નથી વિતરાગ ભાવે સર્વ સગત્યાગ પરિણુતિ થતાં બાહ્ય સયોગો છતા આત્મોપયોગે શાતિ સુખ છે જ્યા સુધી જીવ પોતાનુ શુદ્ધરૂપ વિચારતો નથી અને બાહ્ય મનને આગળ કરીને શુભાશુભ કલ્પે છે ત્યા સુધી તેને અન્યોપર રાગદ્વેષની પરિણુતિ થાય છે ક્ષણે રૂષ્ટ ક્ષણે તુષ્ટ જેવી મનની સ્થાનો ત્યાગ કર્યા વિના આ માની શુદ્ધતા કરી શકાતી નથી મનના તાબામા જ્યા સુધી આત્મા છે ત્યા સુધી તે મનના કેદખાનામા કેદી છે તેવી દશામા સ્વતત્રતા વા સત્ય શાતિ હોતી નથી કોઇનુ કોઇ નથી બાહ્ય સયોગોનો વિયોગ થયા વિના રહેવાનો નથી વૈરાગ્ય ત્યાગ ભાવનામા તન્મયતા થય છે ત્યારે મન પરથી કેટલા રાગદ્વેષના આવરણો ટળી જાય છે, અને તેથી સત્ય સુજે છે આત્માની સવળી દૃષ્ટિ થતા જ્યાં ત્યાથી સવળુ પરિણુમે છે

જ્યાસુધી આત્માની શુદ્ધ દૃષ્ટિથી આત્મા પોતે પોતાનુ હિત વિચારતો નથી અને વિવેક દૃષ્ટિથી પોતાની દશા પોતે અવલોકી શકતો નથી ત્યાસુધી ષટ્કારકની વિભાવ પરિણુતિ એ સ્વભાવ પરિણુતિને કેવી રીતે સાધી શકે અન્તરથી આત્મા સત્ય જણાવે છે છતા મન શયતાન પાછો ઉપયોગ ફેરવી નાખે છે, એ પ્રમાણે સર્વ જીવોની દશા છે મહાપુરૂષોની કૃપા વિના આત્માની ઉપયોગ દશા રહેતી નથી પરભાવ પરિણુતિ પર અરૂચિ આવ્યા વિના સ્વભાવ પરિણુતિ તરફ વળાતું નથી, અતરમા ખાસ લાગણી થયા વિના અન્યના ગમે તેવા ઉપદેશોની અસર થતી નથી સત્પુરૂષોની સગતિ વૈરાગ્ય આત્મરૂચિ, નિર્મોહભાવ ઈત્યાદિ પ્રાપ્ત થાય છે ત્યારે ચારિત્ર્યસુખનો અનુભવ આવે છે પુરૂષાર્થ, ધર્મરૂચિની તિવ્રના જોઇએ

ॐ शान्ति ३

શ્રી

તા ૬-૬-૧૦
મુ૦ આજોલ
લેખક -બુદ્ધિસાગર

શ્રી મહેસાણા તત્ર વૈરાગ્યાદિ ગુણાલંકૃત પન્યાસ અજીત સાગર ગણિ મહેન્દ્રસાગરજી ભાનુસાગરજી હેમેન્દ્રસાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા તમારા પત્રથી સર્વ સમાચાર જાણ્યા છે તથા ગઇ કાલે જેઠ વદિ ત્રીજે સંઘના આગેવાનોનો વિજ્ઞપ્તિ પત્ર આવ્યો મહેસાણામા તમે જે કરશો ઉપદેશશો તેથી વિશેષ હુ કરી શકે નાર નથી શરીરયાત્રા આત્મોપયોગ જ્યા રહે તેવુ ઈચ્છાય પરન્તુ પ્રારબ્ધકર્માધીન ક્ષેત્ર સ્પર્શના થાય છે, તેથી વિકલ્પ સંકલ્પ ન કરતાં જ્યા ચોમાસુ થવાનુ હશે ત્યા જવાશે કોઇ ઠેકાણાનો નિશ્ચય કર્યો નથી ધાર્યું થતુ નથી અને પ્રારબ્ધકર્માનુસાર થવામા સાક્ષીભૂત જેમ બનાય તેમ બનવુ મારા શરીરની તમો સ્થિતિ જાણો છો મારા લાયક જૈનજગત્ કેટલુ છે અને જૈનજગત્‌ને લાયક વર્તમાન દશાએ હુ કેટલો છુ તે તમારા જેવા પરિચયજ્ઞાનથી જાણે છે સર્વ વિશ્વના પૌદ્ગલિક અહંમમત્વના અધ્યાસોથી પર એવા, શુદ્ધાત્મસ્વરૂપની ઉપયોગરમણતાના ક્ષેત્રમા સર્વ જીવન જાઓ એમ વિશેષ ઉપયોગે પ્રેમ ધારૂ છુ અનતા ચોમાસાં વહી ગયા આત્માનુ ચોમાસુ ઇચ્છુ છુ હવે તો મારા શરીરાદિકની સ્થિતિથી નિરૂપાધિ બ્રહ્મજીવન ઉપયોગનો આધાર છે તમારા જેવાઓ વિશ્વકલ્યાણ કરો દુનિયા અને મારા સબધમાં હવે નિરસતા દેખાય છે અર્થાત્ આત્મા વિના સગતિમા રસ આવતો નથી દેશકાલ વેષાચાર મતથી ભિન્ન પરમાનદમય આત્મામાં રસ પડે છે દુનીઆને રીઝાવવા કરતાં આત્માની એક ક્ષણની રીઝમા અનત રસનો અનુભવ આવે છે ચોમાસાનુ તો જ્યા થવાનુ હશે ત્યા થશે અને તે થોડા દિવસોમા જણાશે શરીર જાળવજુ મહેન્દ્રસાગરને મસ્તકે ઠીક હશે દવા કરશો

ॐ शान्तिः ३

તા૦ ૧૭-૪-૨૩
પોષ્ટ-લોદરા
મુકામ આજોલ-બુદ્ધિસાગર

શ્રી પાલણપુર તત્ર વૈરાગ્યાદિ ગુણલિંકૃત પન્યાસ અજીતસાગર ગણિ મુનિ મહેન્દ્રસાગરજી તથા હેમેદ્રસાગરજી વગેરે યોગ્ય અનુવદના સુખશાતા વિશેષ-તમારો વિજાપુરના સરનામે આવેલો પત્ર આજોલ મુકામે પહોચ્યો અમારો પાલણપુર ચોમાસુ કરવા આવવા ભાવ નથી તેમ તમે કોઇને વિનતિ કરવા મોકલશો પણ નહીં મીઠી પેશાબનુ દર્દ, દાતનુ દર્દ, મેદનુ દર્દ નલબધ વાયુનુ દર્દ અને જ્વર તો વારવાર આવતો જતો એવી રીતે દર્દોથી શરીર શીર્ણ વિશીર્ણ જેવુ ચાર પાચ વર્ષથી થઇ ગયુ છે તોપણ હજી તેમા આયુષ્ય સુધી રહેવુ પડશે બને સ્થિતિમા હર્ષ શોક નથી અનશની જેવી ભાવનાથી પ્રવર્ત્તવાનું થાય છે તેથી હવે ઉપદેશ માટે તો ચોમાસુ ગણાર નહીં, દર્દથી મને સતાપ નથી પ્રારબ્ધ ભોગવવામાં ગુરૂ કૃપાથી સમભાવ આનદ વર્તે છે ચોમાસુ જ્યા થવાનુ હશે ત્યા થયા કરશે વિહાર ચોમાસુ સર્વે કર્મના ફળ છે તેમા ધર્મ અને અધર્મ સજ્ઞા રહી નથી શરીર સારૂ થાય અગર ટળી જાય તે બનેમા વસ્રના ગ્રહણ ત્યગ જેટલી બુદ્ધિ ઉપયોગથી વર્તે છે ઉપદેશ પ્રવૃત્તિ વા લેખક પ્રવૃત્તિ પણ હાલતો શાત થઇ ગઇ છે વિજાપુરનુ જ્ઞાનમદિર સઘને ભળાવ્યુ છે ૩૫૦૦ પુસ્તકો મે સઘને આપ્યા છે તેમને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરે મને તેમા મમતા નથી વોસિરાવ્યુ છે પત્ર લખતા પણ હવે તો કટાળો આવે છે ગામડામા વિહાર ચોકસ મુકામ નથી ચોમાસુ જ્યા રૂચે ત્યા કરવુ તે માટે રજાની માથાકૂટ ન કરવી જ્યા ઇચ્છા હોય ત્યા ચોમાસુ કરો એવી આજ્ઞા આપેલી જાણી કોઇને મારી પાસે મોકલતા નહીં સર્વ ક્ષેત્રો શરીર વગેરે ભાવોમાં હવે મ્હને વિશેષ આતર નિમગના છે શરીર ઠીક રહે ઝાડો સાફ ઉતરે કોઇ વ્યાખ્યાનની માથાકૂટ ન કરે સમાધિ રહે એવા ઠેકાણે પડી રહેવાય

જેવુ ઇચ્છાય છે ઋદ્ધિસાગર, જયસાગર, બુદ્ધ ચોમાસુ કરશે એમ જણાય છે આત્માના ધર્મમા રહેવાય એટલો ઉપયોગ રખાય તેટલો રાખવા પ્રયત્ન કરૂ છુ

અગિયારસે વા દશમે રીદરોલ વિહાર થશે ત્યાથી ગાભડા

ૐ અર્હ શાંતિ ૩

વિ સ ૧૯૮૦ ફાગણ સુદિ ૭ — મુ પ્રાતિજ

તા ૧૨-૩-૨૪ — લેખક–બુદ્ધિસાગર

શ્રી માણસા તત્ર વૈરાગ્યાદિ ગુણાલ કૃત આચાર્ય અજીતસાગરસૂરિ વગેરે યોગ્ય અનુવન્દના સુખશાતા.

૧ વિશેષ તમારો પત્ર સોનિયા ઠાકરડા સાથે આવ્યો તે પહોચ્યો છે વાચી સમાચાર જાણ્યા છે વિ તમોએ લોદરાથી પત્ર લખેલ તેમા ગોળ નિમિતે પ્રાતિજમાં આવવાનો ઇસારો જણાવેલો પણ તમારે જ્ઞાનભડાર નિમિત્તે પણ ભેગી ઇચ્છા છે એવુ સમજવામા આવેલ તેથી ગોળ માટે પ્રાતિજમા આવવાની જરૂર હાલમા નથી એવુ લખેલ હતુ

૨ મારૂ શરીર નરમ છે તેથી મારા વિચાર સ્વભાવના આશયોને પ્ર ય તમે તથા તમારા સાધુઓ તથા અહીં રહેલા સાધુઓ પણ જાણી શકતા નથી તેથી મારા મનમા સકલ્પ વિકલ્પ થાય તથા તમને તથા અન્ય સાધુઓને પણ સકલ્પ વિકલ્પ થાય તેથી હાલ હવા ચાલે છે ત્યા સુધી અમુક જગ્યાએ બધા ભેગા મળી ન રહેવુ તેજ઼ુજ લખવાનો આશય હતો મારો સ્વતત્ર સ્વભાવ છે મારાથી કોઇને કઇ કહેવાય અને તેથી ખોટુ લાગે તેથી જેમ બને તેમ હવે કોઇને ખોટુ ન લાગે અને આનદથી જીવન વ્યતીત થાય તે માટે ખાસ હવા પ્રસગે દાક્તરોની સલાહ અનુસરી

ભાવ એવો છે કે દૈવયોગે શરીર સારૂ થઇ જાય તો પછી ભેગુ રહેવામા બધુ થાય અને મ્હારો તમને આગમ વગેરે શાસ્ત્રો વચાવવાનો તથા સભળાવવાનો ભાવ છે તે પૂરો થાય તેથી લખ્યુ હતુ કે, શરીર સારૂ થશે તો આગમો વગેરે વચાવીશ એમ ઇસારો કરીને હાલની પ્રકૃતિના લીધે એક ઠેકાણે બધાને રહેવાની જરૂરિયાત નથી એમ જણાવ્યું હતુ તમો લખો છો કે તે વાચીને મને કઇ કઇ થાય છે શુ શુ થાય છે તે કહેશો હુ એમ કહેવા નથી માગતો કે તમને આગમોનુ સર્વથા વાચન નથી ઘણાંખરા જાણ્યા છો અને કેટલાક જાણવાનાં છે એમ મારા ધ્યાનમા છે અને તે સબધી જ્ઞાન આપવા મારે મારી ફરજ આચાર્યપદની પેઠે પુરી પાડવી જોઇએ અને એ માટે તમારે મારી પાસે રહેવુ જોઇશે અને જો શરીર સારૂ થાય તો પાસે રાખીને અનુભવો આપવા પડશે એવુ સૂચન હતુ પણ તેથી એવુ સૂચન નથી થતુ કે આગમ વાચન વિના પાસે ન રહેવુ અથવા પાસે ન આવવુ તમારો મારી પાસે આવવાનો તથા રહેવાનો હક છે અને ગમે ત્યારે શિષ્ય ધર્મ પ્રમાણે આવી શકો, રહી શકો, અને જવુ હોય ત્યારે જઇ શકો તેમા વળી ભક્ત શિષ્યોને પુછવાનુ શુ ? અને તેમા તેવુ લખતા ઠેકે થઇ જાય એવુ હોયજ શુ ? તેથી તો મને કઇ કઇ સામુ થઇ જાય પણ હવે શરીર સારૂ થયુ નથી અને ન થાય ત્યાં સુધી આત્માની નિવૃત્તિમાજ મારે ઘણુ ખરૂ રહેવુ જોઇએ એવા મારા આશયથી લખુ અને તે આશય જો તમારી જેવા ગુરૂભક્તોને અવળુ પણ સવળુ પરિણમે છે તમારૂ સવળુ લખવુ કેમ અવળુ પરિણામે ? અલબત્ત ન પરિણામે તમને કઈ કઈ મનમા થાય એવુ લખના ઘણો વિચાર કરૂ છુ છતા કે કે વિચાર તમને આવે છે તો પછી મ્હને તમારી તેવી પ્રકૃતિથી પાસે રાખતા મ્હને કઇ કઇ વિચારો આવે તેવું કેમ બની શકે ? છતા પણ મે એવો આશય હૃદયમા રાખ્યો હોત કે આવુ તો તમને દુ ખ થાય તો તેવુ લખુ કેમ ? અલબત્ત તેવુ લખુ નહીં છતા હાલની મારી તબિયતના લીધે તમને લખાણુનો

એવો અર્થ સમજાયો હોય તો પણ શુ ? એમાં એવુ લખવામાં તબિયતનુ કારણુ જાણુવુ વા કંઇક આશય છે એવુ જાણુવુ એવા લખાણુનો આશય શો છે ? એમ પુછી મગાવવુ અથવા જે મારા પર લખ્યુ છે તેમા કંઇક અપેક્ષા છે માટે ગુરૂના લખવામા શિષ્યને શકા પડે નહી એવુ સમજીને તથા મારો શિષ્યનો ધર્મ છે કે ગુરૂના લખે તો પણુ પાસેજ જવુ અને ગુરૂનુ હૃદય જાણુવુ, ગુરૂ કદાપિ તપાવે તો સુવર્ણુની પેઠે તપાઇ કસોટીએ ઉતરવુ ગુરૂના વિચાર તે મારો આત્મા એમ સમજી લોદરાથી પાછા આવવું હતુ તમને દૂર રાખવાનો તો અમારો અભિપ્રાય નથી જામનગરથી કચ્છ ન જતા મારી પાસે આવવાની ઇચ્છા જણાવી તો તમે આવ્યા તમારી ઇચ્છા થતા મે આવવા લખ્યુ અને આચાર્યપદથી વિભૂષિત કર્યા જો મ્હને જુદાઇ લાગતી હોત તો હુ એમ કેમ કરત ? હુ કાઈક તો વિચારશીલ છુ અને તે દૃષ્ટિથી તમારે મારા આત્માને અનુભવવા પ્રયત્ન કરવો જોઇએ કે જેથી તમને ગમે તેવુ લખુ પણ તેનો આતરિક આશય સમજતા વિપરીતતા ન આવે જૈન પત્ર વગેરેમા આચાર્ય પદવી પ્રતિષ્ઠાના લેખમા તથા લોદ઼ા પ્રતિષ્ઠા લેખમા કંઇક ભૂલ છે તે વિચારણીય છે એવુ મ્હને સમજાય છે પણુ જાણુ છુ કે ગુરૂગમ વિના અનુપયોગદશાએ તેવુ થઈ જાય અને જો તમે પાસે હોય તો તમને સમજાવતા તમે તે ભૂલ કબૂલ કરો, પણ તેવી બાબતમા ખાસ મહત્વ નથી હુ શુ જણાવુ અને હવે મારી આવી દશાથી હવે એવી બાબતોની સૂચનાઓ કેમ આપી શકુ ? મનુષ્ય સર્વજ્ઞ નથી મારી અગર તમારી સર્વની ભૂલો થાય પોતાના ધર્મને બજાવવો એ મારી અગર તમારી ફરજ છે જેટલુ શિષ્યનુ હૃદય સાચે ભાવે ગુરૂને અપાઈ જાય તેટલુ ગુરૂ તરફથી તે પામી શકે અગર પ્રભુ તરફથી પામી શકે નામ રૂપનો મોહ ત્યાગ કરીને ગુરૂ અગર ગમે તેના શરણે જતા પ્રભુ પ્રત્યક્ષ અનુભવાય ગુરૂના માટે મરી મથો ગુરૂમા હુ તુ ભૂલી જાઓ એટલે ગુરૂ તમારા હૃદયમા તથા તમારી ચારે તરફ પાસેજ હશે એવુ મહાત્માઓ પુસ્તકો દ્વારા જાહેર કરે છે એ મારા

અને તમારામા ન દેખાય એટલી મારી તથા તમારી ઠચ્ચાશ છે પ્રેમ શ્રદ્ધાથી કરોડો ગાઉ દૂર છતાં શિષ્ય પોતાની પાસે છે અને શ્રદ્ધા પ્રેમ વિના પાસે છતાં કરોડો ગાઉ દૂર છે એવુ સમજેલુ આચારોમા ઉતારતા મોહની સાથે મોટુ યુદ્ધ કરવુ પડે છે તે તમે અને હુ જાણીએ છીએ છતા તમને અ તરથી સાચો અવાજ આવે છે કઇક ઉણપ દેખાય છે ઉત્સાહ થાય છે. કઇક મ દ પડી જાય છે વ્યવહાર ઉચિત દક્ષતા બહારથી કાયમ છે છતા મારે જે કં'ઇ કહેવાનુ છે તે તમો કયા નથી જાણતા કે ગુરૂ પાસે રહેતા ગુરૂને ગમે, તેમને આન દ રહે તે પ્રમાણે વર્તવુ જોઇએ ગુરૂઓ શિષ્યોની પાછળ તેમને પ્રભુપદ પ્રાપ્ત કરાવવા માટે ભટકતા હોય છે શિષ્યો અજ્ઞાનતાથી જાણતા નથી કાતો તમે મને અનુસરો પાસે રહેવામા જે વિઘ્નો હોય તે દૂર કરો કાતો હુ ખાસ તમારી પાછળ પડી તમને મારા કરૂ આ બેમા જે તમને રૂચે તે મને રૂચે કારણ કે બંનેનુ ધ્યેય પ્રભુપદ પ્રસિદ્ધ છે આજુબાજુ શિષ્યોનુ વિચાર વાતાવરણ કે જે મ્હને ગમતુ હોય તેવું થવુ જોઇએ એમ ગુરૂ પોતાના શિષ્યોને જણાવે છે તેમા નબળાઇ હોય તે દૂર કરવી મારી નબળાઇ હુ દૂર કરૂ, તમારી નબળાઇ તમો દૂર કરો આવો ઉપદેશ ગુરૂ અને શિષ્યને સવળો પરિણમે એ શ્રદ્ધા પ્રેમ આત્માર્થિપણાએ યોગ્ય છે છતા ન રૂચે ઉલટી ખામીઓ દેખાય મ્હારે એકાત જીદગીમાં મારૂ જીવન ગાળીને પ્રભુની અને સર્વ જીવોની સાથે આત્મૈક્યમા તમને પણ તેવા આત્મૈક્ય ભાવે જોવા એજ ઉત્તમ ઉપાય છે તમોએ મારી આગળ કદી એકાતમા તમારૂ હૃદય ખુલ્લુ કર્યું નથી મ્હે તમારૂ હૃદય સાભળ્યુ નથી તેથી પત્રોના આશયો સમજવામાં પરસ્પર વિરૂદ્ધ દિશામા મન દોડે અને બને પણ એવુ તેમા આત્માની ભૂલ નહી પણ મોહ વચ્ચે આડો આવે છે અર્થાત્ અજ્ઞાન નડે છે લાકરાઢાના રસ્તે વળાવતા મે છેવટે કહ્યુ હતુ કે પાસે રહેતા દિલ દુખાયુ હોય તો મિચ્છા મિદુક્કડ પણ તમે વાદીને સામો તેવો પ્રત્યુત્તર ન વાળયો એમા કઈ આતરિક અવિવેક નથી પણ બાહ્યમા અવિવેક ગણાય તેમ છતા ફક્ત અનુપયોગ તેમા કારણ

છે એવી બાબતોમા કયા પડવુ જૈનપત્રમા લખ્યુ છે કે વરધોડામા એક બાજુ એ બુદ્ધિસાગર સૂરિ સ્વશિષ્યો પરિવાર સહિત ચાલતા હતા અને એક બાજુ પ૦ અજીતસાગર પોતાના પારવાર સહિત ચાલતા હતા આવુ લખાવ્યુ તમારા હાથે રિપોર્ટ ગયો તેમા બીજાઓની દૃષ્ટિમાં એમ આવે છે કે બને જૂદા છે બનેના પરિવાર જૂદા છે આમા ગુરૂ શિષ્ય ભાવ નથી જૈનપત્ર વાચી જોશો આવા લખાણોની બાબતોમા કઇ તમારી એવી વૃત્તિ ન હોય પણ એવુ લખાણ છપાય તે ન છપાય એવો ઉપયોગ રાખવો જોઈએ મારી પાસે રહેવા રાજી નથી એવુ મારા મનમા ન આવે અને આવશે પણ નહીં, પણ પાસે રહેતા મારી પ્રકૃતિના અનુસારે રહેવામા તમને રહેવાય નહી પણ રહેતા મનથી ઘણુ સહેવુ પડે અને તે પસદ પડે કે ન પડે, તેથી દુરથી સારો વ્યવહાર મારો અગર તમારો રહે એવા વિવેકથી મારૂ અગર તમારૂ વર્તન થાય છે તે કઇક યોગ્ય છે અને કઇક અયોગ્ય પણ છે તમે તમારા ચેલા ઓના ગુરૂ થયા આચાર્ય થયા હવે નાના બાલકની પેઠે તમે મારી પાસે પરતત્ર કેવી રીતે રહી શકશો ? મારી સમાન સ્થિતિએ અને તેટલી સ્વતત્રતાએ મારી પાસે હુ કેવી રીતે રાખી શકુ તેનો વિવેક તમો કરશો હુ કેટલુ જાળવુ, અને તમો કેટલુ જાળવી શકો ? મ્હારે તમને શિષ્ય ભાવે રાખવા પડે અને તમો તેમા હવે તે સ્થિતિથી રહી શકો કે કેમ તે આત્માના અવાજને સાભળી અનુભવી વિચાર કરી શકશો આવી સ્થિતિનો વિચાર કરી આપણે થોડા ભેગા હીને થોડા જુદા રહીને પરસ્પર પ્રેમ જાળવી વ્યવહારમા જુદા રહીએ પાછા ભેગા થઇએ એવી રીતે વર્તીએ તો કાઇ વ્યવહારમા ખોટુ નથી કાનો ભેગાજ ચોમાસા વગેરે કાળમાં રહેવાનુ થાય તો પછી મારી પ્રકૃતિના તાબે રહી હુ કહુ તે પ્રમાણે વર્તવામા પછી મનને મારી નાખી બધુ સહીને રહેશો તો પોતેજ હુ છુ એવો થૈને રહી ધર્મ ધ્યાનમાં જીવન ગાળીશ આ વખત આપણે વિવેક પ્રેમથી જુદા પડયા છીએ અને તેથી મનમા સતોષ છે મ્હને તમારારૂપ કરવો હોય તો પહેલા તમે મારા રૂપ બની

જાઓ એટલે હુ તમારા રૂપ થઇ જઇશ આવો અને લો મોક્ષાર્થે પ્રવૃત્તિ છે વંત્યાદિક ઘણુ કથવુ છે પણ પત્રમા કેટલુ લખાય.

તમે પાસે રહો તો મને ઘણો આનદ થાય ભંડાર માટે પ્રાતિજમા આવ્યા હોત તો બહુ સારૂ માણસાથી પ્રાતિજમાં તમો આવો પછી અહીંથી તમારે જયા નિર્ણય થાય ત્યા જવામા મારા તરફથી પણ મરજી છે તમો મેસાણે જવા ધારો છો લખો છો આબુજી તરફ ગરમીના લીધે જવા ધારો છો. તેમાં મારે તમારી મરજી ને પાસ કરવી જોઇએ અને તેથી હુ વિરૂદ્ધ નથી તેમજ પ્રાતિજમા ગોચરા વખતે અમદાવાદ લાયબ્રેરિ સ્થાપવા માટેનો નિર્ણય કાયમ રાખવો હોય તો અમદાવાદ તરફ પધારો તો હુ પણ આવી શકુ તમારે ઉનાળો ગાળવા ગોધાવી જવુ હોય તો ત્યા પણ ઠડક છે પણ વ્યાખ્યાનની ઉનાળામા ધમાલ ન રહે શાતિ રહે એટલુ તો ખરૂ અમદાવાદમા પણ ઉનાળામા વ્યાખ્યાનની તો શાતિ રહે વાણીના ભૂગળાને શાતિ તો મળી શકે ? તમને કયા તમારી તબિયતના અનુસારે શાતિ મળે તે તમો પોતે સારી રીતે જાણી શકો અને મને કયા અનુકુળતા રહે તે હુ જાણી શકુ તેથી બન્નેએ પોતપોતાના વિચાર પ્રમાણે વર્તવુ અને ઉનાળો ઠડીમા ( દ્રવ્યભાવથી ) ગાળવો તે ઉદાર વિચાર છે તેથી તમો મેસાણે રહેશો તોપણ ઠીક છે અને અમદાવાદ રહેશો તો પણ ઠીક છે તમને જો અમદાવાદ જવા ન ઇચ્છા હોય તો તેને ખાસ અમદાવાદ જવાનુ કારણ નથી તેથી ગોધાવી ન જઈ શકાય તો મ્હને પણ મહેસાણે આવતા હરકત ન આવે તેથી તમને મહેસાણે આવતા હરકત ન આવે તેથી તમને મેસાણે રહેવાની ઇચ્છા થાય તો ત્યા રેલ્વેનુ સાધન છે તેથી અનુકૂળ છે

અમદાવાદ તરફ ગયા હોત તો ગોધાવી જઇ શકત તો મારૂ તે તરફ પ્રયાણ ન થાત તો તમો પણ ગોધાવી પ્રતિષ્ઠાનુ સભાળી લેત પણ તમારો જ્યારે આવો વિચાર છે તો હવે તમને જેમ રૂચિ પડે તેમ કરશો તેમા સમત છુજ ને સર્વ કાર્યો કરતાં પહેલા શરીર સુધારી લેવુ

તમને ઇચ્છા થાય તો પહેલા માણુસાથી અહીં આવો અહીંનુ કાર્ય પૂર્ણ કરી બેસાણે જાઓ, બીજા દિવસે અહીં આવી શકશો અને પત્ર કરતાં મુખથી ખુલાસો થતા મન પણ આનંદમા પડશે તમને એ બાબનોમાથી જે રૂચે તે પ્રમાણે કરશો મારી દવા ચાલે છે ગરમ દવાથી મગજની ગરમીથી કંઇ લખતા ભૂલ થઇ હોય તો ક્ષમા જો તમને મારી લખેલી વાતથી આનંદ આવશે તો દવા ચાલુ છતા લખીશ નહીં તો પછી દવા પુરી થયા પછી લખીશ છતાં મારે તો લખ્યા વિના ચાલે નહીં રીસાએ પાલવે નહીં નિવૃત્તિ જીવનમા પણ શિષ્ય પુછ્યા વિના શ્રદ્ધા પ્રેમથી પાસે આવે તો ક્રોધ ન થાય પણ ઉલટો આનંદ રસ થાય તમારે કબાટ વગેરેનુ કાર્ય પુરૂ કરવા માટે જરૂર અહીં આવી જવુ કે જેથી પાછી માથાકૂટ ન થાય છતા તમને એમ લાગે કે પછી આવીશ તો તેમાં જેવી તમારી મરજી તમારી વ્યવહારમા પ્રતિષ્ઠા કીર્તિ વધે અને તમારો આત્મા ઉચ્ચદશા પામે એવો ગુરૂને સદા ભાવ છે શિક્ષા કથન તો મરતા સુધી તમારૂ શિષ્યપણુ છે ત્યાસુધી રહેવાનુ માટે ખોટુ લગાડે પાલવશે નહીં પાસે આવવા માટે આજ્ઞા ન હોય દૂર જવા માટે આજ્ઞા હોય માટે જેમ રૂચે તેમ કરશો દવા ચાલે છે તેથી આટલો પત્ર મે તમારી પર બીજીવાર લખ્યો છે ખેડા અને બીજે માણુસા તમો વ્યવહારમા કુશળ તો છો મારી સરળતા છે મા ી તબિયત નરમ થવા પછી હવે મારી સ્વતંત્ર પ્રકૃતિ વધી ગઇ છે એથી મ્હને જાણ વીને તમો પાસે રહો વા દૂર રહો અને કર્તવ્યકાર્યોમાં મ્હને મદદ કરશો મારા ભેગા જોડાશો મ્હને તારા પર પ્રેમ છે વ્હાલ છે પણ તેનુ પ્રતિફળ ત્હે પ્રાપ્ત કર્યું નથી કારણ કે મારા આત્માને તે તારા આત્મામાં ઉતાર્યો નથી બને તો ઉતારી લો શાંતિ લો મારા વિયોગે તમે રોશો પણ રૂબરૂમા રહીને ફલ પ્રાપ્ત કરવાનો 'લાગ' તો ખોયો શ્રદ્ધા પ્રેમથી સમજાશે નહીં તો સામાન્ય કંઇ નહીં જેવુ લાગશે મારા પર શ્રદ્ધા પ્રીતિથી મરી મીટનારાઓ ને હુ ઠપકો દઉં, તપાવુ, જીવતા મરેલા જેવા કરી નાખુ પણ ન અમર મરજીવા બનવાના આજ્ઞા માગવી તો પછી આજ્ઞામા શંકા ન કરવી તે પ્રમાણે

વર્તવામા મરી જવુ આજ્ઞા અને સલાહમા ભેદ છે હવે સૂરિ કર્યા એટલે સરખા થયા એવુ જો અતરમા તમો માનશો તો આગળ જ્ઞાનની પ્રાપ્તિ થશે નહીં, પણ મને વિશ્વાસ છે કે તમો નવા ગ્રન્થો લખાણુ વગેરે બધ કરીશાસ્ત્રો વાચવામા તથા ન્યાય વગેરે ભણવામા આગળ વધશો સાધુ વ્યાખ્યાનની પાટપર બેસે છે ત્યારથી ભણવાનુ મૂકે છે ઉત્સાહ ખત ટેકથી આગળ વધવુ જોઇએ પણ મહદાલ ન બનવુ જોઇએ બાહિરની મહત્તા પાણીના પરપોટા જેવી છે પોતાની જોખમદારીનો વિચાર કરવો જોઇએ જેને ગુરૂ પર પૂર્ણ વિશ્વાસ પ્રીતિ છે તેને ગુરૂ તરફથી સ્વપ્નામા પણ ખોટુ લાગે નહીં ગુરૂ તો શિષ્યોને સદા ભૂલકણો દેખે અને શિષ્યને અધૂરો દેખવામા શિષ્યની ઉન્નતિ છે હૃદયથી થએલ શિષ્યોની ભૂલો ટળે છે અને તે જીવતા છતા પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે છે ગુરૂની આજ્ઞામા અને તેમના ઠપકા સહેવામા જે શિષ્યોએ લ્હાણુ માન્યુ છે તેઓને નમસ્કાર ગુરૂ કરતા પોતાની મોટાઇ ઇચ્છે અને ગુરૂના પર અતરથી રાગ ન હોય એવો શિષ્ય છેવટ ચઢતી દશાને પ્રાપ્ત કરતો નથી એવુ આ કલિકાલમા તમારા જેવા શિષ્યો જાણે છે અને ગુરૂના વિનયમા સેવામા મગ્ન થયે છે ગુરૂના પાસા સેવવામા જે સુખ શાતિ છે તેવી ક્યાયે નથી જેણે પોતાના શિષ્યોને ગુરૂની સેવા ભક્તિનો ઉપદેશ આપવો હોય તેણે પોતે તેવા બનીને સ્વશિષ્યોને આદર્શ દ્દષ્ટાતથી બતાવવુ જોઇએ ઇત્યાદિ બાબતો તમો જાણો છો તેથી વ્યવહારમા દક્ષ બનો છો અને બનશો

આ પત્ર ચાર પાચવાર જરા એકાતમા વાચશો અને પછી તે સબધી શ્રદ્ધાપ્રેમથી તમારા વિહારનો વિચાર કરશો, તેમા મારી આજ્ઞા અવશ્ય છે એમ મારો આત્મા પ્રથમથી જણાવે છે તમારૂ શરીર જાળવશો પ મહેન્દ્રસાગરજીનુ શરીર જાળવશો ત્યા બેતડ છે તેનો બને તો નિકાલ કરશો માણસો અને વીશા દશા વચ્ચે સમાધાન કરાવશો નહી તો બિચારા દુખી થશે બનતો ઉપદેશ દેશો ચર્ચા માટે લખ્યુ તે પોતાની ભૂલ કબૂલ કરતો હોય તો ભલે વિજાપુરમા પણ તેણે પ્રથમના ચર્ચાપત્રોની ભૂલ કબૂલ કરી હતી

ભવિષ્યમા તે જેવો થશે તેવા ઉત્તર તેને મળશે હાલનો તમોએ લખ્યુ તે પ્રમાણે ઠીક છે ભગીઆઓને ભણાવવા માટે બને તેટલો બદોબસ્ત કરશો શેઠ હાથીભાઈ વગેરેને કહેશો પ્રાતિજના જ્ઞાન ભડારનુ કાર્ય પૂર્ણ કરવા પહેલા અહીં આવીને પછીથી જ્યા ઇચ્છા થાય ત્યા જવુ આજ્ઞા શબ્દ નથી વાપરતો તેનુ કારણ એ છે કે આજ્ઞા કર્યાબાદ શિષ્ય જો તે પ્રમાણે નથી વર્તતો તો તે આજ્ઞા લોપક થાય છે આજ્ઞા શબ્દ લખતા તેણે તે મરતાં સુધી પાળવી જોઇએ તેથી આજ્ઞા શબ્દ ન લખતા ઉપર પ્રમાણે લખવું પડયુ છે એટલામા સર્વ સમજશો તે તરફના સમાચાર લખશો મારો પત્ર વાચના તર્ક સશયો ન કરવા મારો આત્મા એક છે ગુરૂ શિષ્યમા જુદાઇ ન હોય માટે તેમ છતા ખોટુ લાગે તો વાર વાર તમે મ્હને પત્ર લખ્યા કરશો અહીં કયારે આવશો તે લખી જણાવો મુનિ હેમેન્દ્રસાગરજી તથા નરેન્દ્રસાગરજીને અનુવદણા સુખ શાતા કહેશો દવાથી હજી કંઇ પરિણામ આવ્યુ નથી ધર્મસાધન કરશો ધર્મ કાર્ય લખશો ૐ अर्हं महावीरशान्ति ३ આ પત્ર સાથે પાદરાથી વકીલજી મોહનલાલ હીમચદનો હરસના વૈદ્ય સબધી પત્ર આવ્યો છે તે તથા જાહેરખબર વાચશો પેલો આવેલો વૈદ્ય મોહનલાલ ચુનીલાલનો ભાઇ હતો જાહેરખબર વાચી વૈદ્યને બોલાવવો હોય તો બોલાવી દવા કરાવશો

ૐ शान्ति ३

તા૦ ૩૦-૩-૨૫
મુ૦ વિજાપુર
લેખક જૈનાચાર્ય બુદ્ધિસાગર સૂરિ આદિઠાણા

શ્રી અમદાવાદ મધ્યે વૈરાગી ત્યાગી અજીતસાગર સૂરિજી આદિ ઠાણા ૩ યોગ્ય વદણાનુવદણા સુખશાતા

લખવાનુ કે મુનિશ્રી વૃદ્ધિસાગરજી ચૈત્ર સુદી ૫ ની રાતના

પોણા બે કલાકે સ્વર્ગમા પધર્યા છે તાવ આવતો હતો અને ઇન્ફ્લ્યુઇન્ઝા એકદમ થયો દવાઓ ઘણી કરવામા આવી પરન્તુ ભાવી આગળ બળ નથી તમારો પત્ર પહોચ્યો છે બીજા સાધુઓ સુખ શાતામા છે–એજ ચૈત્ર સુદિ ૬

લે બુદ્ધિસાગરના ધર્મલાભ–પાચમની રાત્રે પોણાબે વાગે સમાધિપૂર્વક કાલ કરીને સ્વર્ગમા પધાર્યા છે તેમના જેવુ સમાધિ મરણ કોઈનુ દેખવામા આવ્યુ નથી તેમના આત્માને શાતિ મળો

વિ૦ ૧૯૮૧ ચૈત્ર વદિ ૮ તા૦ ૧૬–૪–૨૫

મુકમ-વિજાપુર

લે બુદ્ધિસાગર

શ્રી અમદાવાદ તત્ર મુમુક્ષુ આચાય શ્રી અજીતસાગરસૂરિ તથા પ૦ મહેન્દ્રસાગરજી તથા શ્રી હેમેન્દ્રસાગરજી યોગ્ય અનુવદન સુખશાતા

વિ૦ આજરોજ વિમળભાઇ છગનલાલ અહીંથી તમારી તરફ આવ્યા છે તબિયત બરાબર રહેતી નથી બે પગે શીત છે દવા હજી લાગુ પડતી નથી જીર્ણજ્વર દરરોજ રાત્રે બે વખત આવે છે અશક્તિ વધે છે બનશે તો ચૈત્ર વદિ દશમે હવાપાણી ફેર માટે મહુડી જઇશ ગામની બહાર ઠલ્લે બે વખત જાઉં છુ પણ થાક લાગે છે તમને વગેરેને મે જે કઇ દુ ખ વા પીડયા હોય ગુરૂભાવે જે કઇ શિક્ષાબોધ આપતા તમને માઠુ લાગ્યુ હોય અને તેમા અનુપયોગે મારી ભૂલ થઇ હોય તો તમો સર્વને બે હાથ જોડી ખમાવુ છુ કારણ કે મારે હવે કોઇ પણ જીવની સાથે વૈર વિરોધ રાગ દ્વેષ રહ્યો નથી હવે તો શરીરનુ ઠેકાણુ નહીં તેથી પહેલાથી ખમાવી સર્વ જીવો સાથે આત્મભાવે આત્મપયોગી વિશેષત થયો છુ અને આ સોપયોગમા વર્તુ છુ—

તા० ૧૭-૪-૨૫ શ્રી મુ० વિજાપુર

લે० બુદ્ધિસાગરસૂરિ

શ્રી અમદાવાદ તત્ર વૈરાગી આચાર્ય શ્રી અજીતસાગરજી સૂરિજી તથા મુનિશ્રી મહેન્દ્રસાગરજી વગેરે જોગ અનુવંદના સુખ શાતા તમારો પત્ર વાચ્યો સમાચાર જાણ્યા છે પ્રકૃતિ નરમ થતી જાય છે તમારે મલવાની ઇચ્છા હોય તો જેમ બને તેમ વહેલા મલશો હાલતો શરીર જેવુ જોઇએ તેવુ નથી શરીરમાથી ગરમી ઓછી થતી જાય છે શુ બને તે નક્કી કહેવાય નહીં હવા તો ચાલે છે બનશે તો શ્રી મહુડી હવા ફેર માટે વદિ ૧૦ ને રોજ જઇશુ તમારૂ શરીર નરમ રહે છે તે જાણ્યુ છે તમો અહીં આવવાના છો એમ જાણ્યુ છે પણ વાટ જોતા હજી સુધી તમે અહીં આવ્યા નથી આઠમને રોજ તમારા ઉપર અમારા હાથે પત્ર લખ્યો છે વહેલુ રૂબરૂમા મલવા જેવુ તો છે જ શરીર વધારે નરમ છે અગર ઠીક છે એમાનુ હાલ કઇ કહી શકાય એમ લાગતુ નથી પગના તળીઆ ઠડા રહે છે સુઠ વગેરે ઘસવાથી પણ તે ગરમ થતા નથી હવા તો ચાલ્યા કરે છે એજ ધર્મ કાર્ય લખશો

સ० ૧૯૮૧ ના ચૈત્ર વદિ ૯ ને વાર શુક્ર તા ૧૭-૪-૨૫

લે० બુદ્ધિસાગરની અનુવંદણા જલ્દી મલાય તેમ મલવા જેવુ છે

---

સ ૧૯૭૯ માઘ સુદી ૧ મુ સાણુદ લેખક બુદ્ધિસાગર

શ્રી વિજાપુર તત્ર સુશ્રાવક શેઠ ધર્મ લાભ

વિ તમારી વ્યપારમા ખોટ જવાથી આર્થિક સ્થિતિ નબળી પડી અને દેવુ ચુકવવામા સકડામણ આવી તેથી તે બાબતમા ગી

રીને વર્તવુ તેમ લખ્યુ તે જાણ્યુ આ દુનિયામા સુર્ય ચ દ્રને પણ ગ્રહ નડે છે સર્વ જીવોને પાપ ગૃહ નડે છે. દેવગુરૂનો ભક્ત પ્રમાણિકપણે વર્તે છે જ્યા જ્યા નજર પહોચે ત્યા જવુ અને સહાય માગવી સહાય માગતા લજ્જા ન કરવી અત્યત ઉદ્યોગ કરવો છતા ન બને તો પ્રમાણિકતાએ મળે ત્યારે આપવાની બુદ્ધિએ બાકી કાઢી આપવી અને દેશ છોડી મુબાઇ વીગેરે શહેરોમા જવુ અને ત્યા પ્રમાણિકપણે વ્યાપાર આદિ પ્રવૃત્તિ કરવી પાસે જે ધન હોય તે વીવેક પુર્વક આપવુ અને ન હોય તો બાકી કાઢી આપીને વર્તવાથી આબરૂ પ્રતિષ્ઠાને ખામી લાગતી નથી પાસે હોય ને ન આપવુ તેથી કીર્તિ પ્રતિષ્ઠાને ધોકો પહોચે છે તમારી પ્રમ ણિકતા સર્વત્ર પ્રસિદ્ધ છે, તેથી બાકી કાઢી આપીને વર્તવાથી જરા પણ હાનિ નથી હવે સટ્ટાના રસ્તામા જશો નહીં મ્હે તમને ઘણી વખત ચેતાવ્યા છતા નળરાજાની અને યુધિષ્ઠીરની પેઠે સટ્ટાનુ વ્યસન ન છોડયુ તેથી દુ ખ પડે તેમાથી હવે દેવ પણ ઉગારી શકે તેમ નથી તમારે કદિ ગભરાઇને આપઘાત ન કરવો કારણકે આપઘાત સમાન કોઇ મહા પાપ તેમજ અજ્ઞાન નથી વાયુથી પાદડુ ફરે છે તેમ વ્યાપારીનુ ભાગ્ય ફરે છે તમારે માથે આવેલો વખત સદા રહેવાનો નથી તમે તો શુ પણ હાલ તો કરોડાધિપતિ-ઓ પણ સ કટમાં આવી પડયા છે જીવશો તો અ તે સારૂ દેખશો નામર્દ બાયલાપણાના વિચારો કાઢી નાખવા ગુરૂભક્ત ડરતો નથી તેમ મરતો પણ નથી તે તો પુણ્ય ને પાપના ઉદયને ભોગવે છે માટે તમારે ગભરાવુ નહીં છેવટે સારૂ પરિણામ આવશે સાચી દાનતવાળો છેવટે હરિશ્ચ દ્રની પેઠે જય પામે છે માટે હુશિયારી રાખો આ વખતે તમારી ખરી કસોટી છે દુનીયા દીવાની છે તેના સામુ ન દેખવુ મેરૂ પેઠે ધીર બની,બનનાર ભાવીને સહો અને પ્રમ ણિક પણે વર્તો હોય તો આપવુ ન હોય તો મળે ત્યારે આપવા બાકી મુકી આપવી પ્રભુ મહાવીરદેવને ઉપસર્ગો પરીષહો નડયા હતા મોટાઓને દુ ખ પડે છે માટે ગભરાઓ નહીં રામ અને પાંડવોને વનમાં ભટકવુ પડયુ હતુ તે કઇ હિમત હાર્યા ન હોતા તે પ્રમાણે

વતી એવી મારી આજ્ઞા છે વખત આવે પડેલ સકટના દહાડા પણ ભુનાથે ધર્મ સાધન કરશે

इत्येव ॐ अर्हं महावीर शान्ति ॥ ३ ॥

મુકામ લોદરા

માઘ સુદિ ૬

લેખક બુદ્ધિસાગર

શ્રી પાદરા તત્ર શ્રદ્ધાવ ત દયાવ ત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક વકીલજી શા મોહનલાલ હિમચદભાઈ તથા માણેકલાલ વરજીવન પ્રેમચદભાઈ, ભાઈલ લ વગેરે યોગ્ય ધર્મલાભ વિશેષ ગુરૂગીત ગહુ લીસ ગ્રહમા પાચમી ગુરૂશ્રદ્ધાની ગુહલી વાચી વ્યવહાર નયની એકલી સાપેક્ષાઓ તે ગુહલી ત્યાગી ગુરૂના વ્યવહાર મતા ચાર સ બ ધી લખેલી નથી એ ગુહલીમા શુદ્ધ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ પ્રથમ છ ચરણ છે તેમા સત્તાએ આત્મગુરૂ સ બ ધી વિચાર છે, તેથી તેમા તે નયની અપેક્ષાએ વેષ વ્રતાદિક વ્યવહારનો ઉલ્લેખ નથી બાકીની કેટલીએક ગાથાઓમા સમકિત દાયક ગુરૂની મહત્તા સેવના સ બ ધી ઉન્નર છે ગુરૂનો આત્મા તેજ આત્મા સ્વીકારી ગુરૂશરણ સ્વીકાર્યું છે અને ગુરૂના આત્માની સાથે સ્વાત્માનુ સાત્વિક ભક્તિએ અભેદ સ્વીકારી ગુરૂશ્રદ્ધાની મહત્તા આજ્ઞાત્વ પાલન પ્રકારયુ છે આત્માને દેવ-મહાવીર-વીર ગુરૂ આદિ શબ્દે વર્ણવ્યો છે શ્રદ્ધાવન્ત ભક્ત શિષ્ય છે તે શ્રદ્ધા ભક્તિના તોરમા વેષ વ્રતાચાર વગેરે બાહ્ય વ્યવહ રને દેખતો નથી અને તે ગુરૂના આત્માની સાથે ઐક્ય અનુ ભવી સમકિતદાયક ગુરૂના આ ત્માને સ્વાત્માનુ સમર્પણ કરે છે અને તર્ક સ શય વગેરેને શ્રદ્ધા પ્રેમમા સમાવી ભક્તિની મુખ્યતા એ આત્મ મસ્તીમા મસ્ત બને છે ગુરૂ તે સર્વસ્વ છે એવા ભાવે પરિણમે છે અને અસ્તિ નાસ્તિ ધમ મય સર્વ દ્રવ્યો છે તે ગુરૂમા અસ્તિનાસ્તિની અપેક્ષાએ સમાવે છે તે રીતે ગુરૂમા વિશ્વ ગમાયુ

માને છે ગુરૂને તે અસ્તિ નાસ્તિ અનંત ધર્મમય સર્વરૂપે અપેક્ષાએ દેખે છે બાહિરમાં અને અંતરમાં તે ગુરૂભક્તિ પ્રેમદૃષ્ટિએ ગુરૂને અનેક ભાવે જ્યાં જ્યાં જુવે છે ગુરૂને દેહની અપેક્ષાએ સદેહી દેખે છે અને દેહ વિનાની દૃષ્ટિએ આત્મરૂપે નિરાકાર આત્મગુરૂ દેખે છે સાત નયોની અપેક્ષાએ જેણે ગુરૂનું જ્ઞાન કર્યું છે એવા ગીતાર્થ ગુરૂ પાને ગુરૂગીનગુંહલીનો ભાવાર્થ સમજ્યા વિના તેનો સમ્યક્ અર્થ સમજાય તેમ નથી દેવ-વીર-મહાવીર-ગુરૂ છે અને આત્મોને તથા એકજ ગુહલીમાં સત્તાએ તથા વ્યક્તિએ આત્મસ્વરૂપ પ્રકાશ્યું છે તે સર્વનયસાપેક્ષ જ્ઞાનીને સવળું પરિણમે છે એકાંત વ્યવહારવાદી બાલજીવની અપેક્ષાએ તે લખ્યું નથી ગુરૂગીનગુંહલીની પ્રસ્તાવનામાં તે સંબંધી અમારી હાર્દિક શૈલી પરિભાષાએ ખુલાસો કર્યો છે ગુરૂગમથી સાપેક્ષ નયે તે બોધ્ય સત્ય છે

इत्येव अर्हं ॐ महावीर शान्ति ३

લે બુદ્ધિસાગરના ધર્મ લાભ

ચર્ચા પ્રસંગે કોઇને જવાબ આપવા માટે તથા સમજવા માટે ખુલાસો ૫ ગુહલીનો કર્યો છે પ્રસંગે ખુલાસો કરવા મે લખ્યું હતુ ધર્મસાધન કરશો

મુ પેથાપુર

તા. ૧૧-૮-૨૪

લે બુદ્ધિસાગર

શ્રી મીરજ તત્ર ભાઇ નગીનદાસ ભીખાભાઇ યોગ્ય ધર્મલાભ વિ " ત્રિશલાના જાયા " નામના સ્તવનમાં નહિ ' તારો તો જાશે તમારી રે લાજ " એ પદ છે તે ભક્તિની અપેક્ષાએ છે પ્રભુનો

સાચો ભક્ત પ્રભુને ભક્તિના ઉભળકાથી એવો ઉપાલભ આપી શકે છે, અને એવા પૂર્વે મુનિઓના પણ સ્તવનો છે તેમા શ્રી વિનય વિજયજીકૃત આદિશ્વરની વિનતીમા પણ એવી જાતનો ભાવ છે અપેક્ષાએ અધ્યાત્મ દૃષ્ટિએ આત્મા તે મહાવીર છે, અને તે પોતાને નહિ તારે તો તેની લાજ જાય એમ કહેવાય છે તત્વજ્ઞાનની દૃષ્ટિએ એવુ લખ્યુ નથી, પણ ભક્તિની ભાવનાના ઉછાળાએજ એવુ પ્રભુને વિનતી રૂપે કહેવાય છે, માટે તમો એવુ ગાઓ તેમા દોષ નથી અમારા ઉપર તમને શ્રદ્ધા હોત તો શકા કરાવનાર હોય તો પણ શકા થાય નહિ પણ બાલજીવ–બીજાની શકા ન સમજાવી શકે તેની તે શકાનો ઉત્તર આપવો યુક્ત છે તે દૃષ્ટિએ તમે લખ્યુ છે તેથી ઉત્તર આપ્યો છે

મુકામ મેહસાણા
લેખક બુદ્ધિસાગર

શ્રી આબુજી

તત્ર સુશ્રાવક વકીલ મોહનલાલ હીમચદ–માણેકલાલ મગનભાઈ મણિભાઈ, પ્રેમચદભાઈ વગેરે યોગ્ય ધર્મલાભ

વિ તમારો પત્ર વાચી સમાચાર જાણ્યા છે શરીરની શાતા વેદનીયની સાથે આત્માના સુખની તુલના કરીને આત્માના શુદ્ધ ધર્મમા તલ્લીન થવાય તેમ પ્રવતશો

अहो अनतवीर्योऽयमात्मा विश्व प्रकाशक
त्रैलोक्य चाल्यत्येव ध्यानशक्ति प्रभावत

શરીરસ્થ આત્મા વસ્તુત અનત વીર્યમય અને વિશ્વપ્રકાશક છે તે ત્રણલોકને ચલવી શકે તેમ છે ધ્યાન શક્તિ પ્રભાવથી ધ્યાન શક્તિ વડે આત્માની સર્વ શક્તિઓનો પ્રકાશ થાય છે આબુજી શાત પ્રદેશ છે જ્યા જ્યા ગુફાઓ, ધ્યાનના સ્થાનો વગેરેને પામી આત્માના સુખને ઉદ્ભવાવશો આત્માને અત્મારૂપ કરશો

શરીરનો કઇ ભરૂસો નથી જેટલુ પ્રાપ્ત થાય તેટલુ અપ્રમત્ત ધ્યાને પ્રાપ્ત કરશો ધર્મધ્યાનના પાયા તથા પિંડસ્થાદિક ધ્યાનનુ એકાંતમા અવલબન કરશો તેથી આત્મસુખનો પ્રકાશ મળશે અનુભવવડે અનુભવની વૃદ્ધી થશે

ॐ शान्ति ३

મુ પેથાપુર આશો શુ ૧૩
લે બુદ્ધિસાગર સૂરિ

જામનગર તત્ર સુશ્રાવક માસ્તર શા કંરલાલ ડાહ્યાભાઇ યોગ્ય ધર્મલાભ વિ તમારો પત્ર આવ્યો તે મળ્યો છે વાચી સમાચાર જાણ્યા છે તમે લખેલી બધી વાત જાણી છે

આત્માની શુદ્ધતાને માટે અનેક પ્રકારની કસોટીમાથી પસાર થતા સુખ દુખ સામી નજર ન કરવી જોઇએ પણ જે થાય તે સારા માટે છે એમ માની આનદ ઉત્સાહથી આગળ વધવુ જોઇએ

ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો

બુદ્ધિસાગરના ધર્મ લાભ

## ॐ नमो गुरवे

મુકામ સાણદ
લિ બુદ્ધિસાગર

શ્રી માણસા તત્ર શ્રદ્ધાવત દયાવંત દેવગુરૂભક્તિકારક પુણ્ય પ્રભાવક ભવ્ય સુશ્રાવક શા વીરચદભાઇ કૃષ્ણાજી તથા ભાઇ ચદુલાલ તથા બાબુ વિગેરે યોગ્ય ધર્મલાભ

વિ પત્ર પહોચ્યો વાચી સમાચાર જાણ્યા આનદ આત્મપ્રકાશ ગ્રન્થ બાળબોધ લીપીમાં છપાવવો ઠીક લાગે છે બાળબોધ લીપીનુ માહાત્મ્ય તથા તેની અસર હૃદય ઉપર બહુ થાય છે ખર્ચ

વિશેષ અને પુસ્તક થાડા એટલુ વિશેષ છે તત્વના ગ્રન્થા થાડા સારા વિશેષ ખપ લાગશે તો બીજી આવૃત્તિ કાઇ કરાવશે કાગળ સમાધિશતકના રહેવા જોઇએ પૂઠા પણ સારાં થવા જોઇએ સમાધિ શતક કરતા મોટુ પુસ્તક થાય તે સારૂ ૫૦૦ પ્રતના રૂ ૪૫૦) લગભગ થાય પણ પુસ્તક દેખીનેજ મોહ થાય થોડા વાચે પણ અસર સારી થાય પછી તો તમારી જેમ મરજી. ભજન તો બાળબોધ લિપિમા અવશ્ય છપાશે સોધુ ભાડુ ને સિદ્ધપુરની યાત્રા જેવુ કામ કરવુ જોઇએ નહીં ઘણાં વર્ષ સુધી પુસ્તક ટકે તેમ થવુ જોઇએ બાળબોધમાં છપાશે તો ઘણુ સારૂ પછી જેમ રૂચે તેમ કરવુ તૈયારી કરો ધર્મ સાધન કરશો

મુકામ. ગોધાવી
લિ બુદ્ધિસાગર

વિનયવંત વિવેકી આત્મર્થી શ્રદ્ધાળુ શા વીરચંદભાઇ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ પ્રાપ્તિ થાઓ વિશેષ-તમારો પત્ર આવ્યો વાચી આનંદ થયો છે, ત્યાની હવા બગડવાથી ત્યા તમારે બીલકુલ રહેવુ નહી, કેશરીયાજીની યાત્રા કરવા જવુ તે પણ સારૂ છે પુને હવા સુધરી હોય તો ત્યા જવુ પણ ઠીક છે પણ ખરાબ હવામા તો રહેવુ જ નહી સંતિકર ગણ્યાજ કરવુ-તમે અત્રે આવી ગયા નહીં-તેનુ શુ કારણ ? હવે યાત્રા કરો

વિ આત્મશક્તિપ્રકાશના પાચ છ ફરમા બાકી રહ્યા છે ઉતાવળ માટે ગિરધરભાઇ ઉપર તમો પત્ર લખો ભુલશો નહીં. પ્રાય માગશર માસમા ગ્રન્થ બહાર પડશે ભજન કારતક પૂર્ણિમા લગભગ બહાર પડશે ધર્મ સાધન કરશો બાલાભાઇને ધર્મલાભ મારા લાયક ધર્મ કાર્ય લખશો. ભાઇ ચંદુલાલને ધર્મલાભ ભણવું ગણવુ લેખક શક્તિ વધારવી શેઠ વીરચંદ કૃષ્ણાજી

ॐ શાન્તિ ૩

નહિ મળશે નહિ ટળશે, ખરેખર જોઇ લો મનમા,
મજીઠી રગ લાગ્યો કે, વિચારો તે બધુ ક્ષણુમા ૧

નથી તે શોધવા માટે, જીવન હોમ્યુ અરે ભૂલી,
ખરી નહિ ચોટ લાગ્યાથી, રહ્યા છો બાહ્યમા ઝૂલી ૨

નથી આનદ તે માને, ખરેખર છેજ તે છાને,
નથી પરવા અરે તેની, અરે જો છે તો લેવાને ૩

નથી ધાર્યુ કદી મનમા, જીવન હોમી અરે લેવો
નથી પ્યારો તે અતરનો, અરે જો પ્યાર તો કેવો ૪

સાકરને સ્વાદતા મીઠી, અનુભવ ત્યાજ પોતાને
ખરેખર તેમ આતમનુ, રહે નહિ ધ્યાનમા છાને ૫

હજી જાગ્રો અહો તેને, અખડાનદ છે ચાવો
અરે એ ભવ્ય જો પોતે, લેઈ લે ધર્મના લ્હાવો ૬

હજી હાથે અરે બાજી, ધરી લે ધ્યાનમાં સાચુ
બુદ્ધયબ્ધિ સત સેવામા, સદા રહેવુ સદા રાચુ ૭

લે બુદ્ધિસાગરના ધર્મલાભ

ધર્મ સાધન કરશો સતની સેવા કરવાથીજ સુખ છે સતની પાસે સદાકાળ રહેવા ઇચ્છુ છુ

મુકામ સુરત ગોપીપુરા
બુદ્ધિસાગર

શ્રદ્ધાવત દયાવત દેવગુરૂભક્તિકારક સુશ્રાવક શા, વીરચદ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ વિશેષ આત્માના જ્ઞાનાદિ ગુણોની શક્તિ વધારવા પ્રતિદિન સદુદ્યમ કરવો ઘટે છે, આત્મદશામા રમણુતા વિશેષત કરવી ઘટે છે જે જે કરવુ તેમાં વિવેકદૃષ્ટિથી આત્મો

પયોગ રાખવો જોઇએ સાધ્યદૃષ્ટિ તો ગમે તે પ્રસંગમાં ભુલાવી ન જોઇએ શાતા અને અશાતાના પ્રસંગોમાં સદાકાલ સમાનતા રહે એવી આત્મદશા કરવા માટે અંતરનો ઉપયોગ તે તે પ્રસંગે રાખવો જોઈએ અશુદ્ધોપયોગ ટાળીને શુદ્ધોપયોગ કરવા પ્રયત્ન કરવો જોઇએ જેટલુ સાધ્યદૃષ્ટિની સ્થિરતા માટે કરશો તેટલુ તમારૂ છે એક ક્ષણમાત્ર પણ પ્રમાદ કરવો યોગ્ય નથી પોતાનુ કોઈનથી વૃત્તિઓને ન પોષતાં આત્માના સદ્‌ગુણોને પોષવા જોઈએ. તમારૂં તે સહજપણે તમારૂ છે,

ધર્મસાધન કરશો આત્મસ્વભાવ રમણતાનો વ્યાપાર તથા રશો. હર્ષ અને શોકનો વ્યાપાર ઘટાડશો નિવૃત્તિધન પ્રાપ્ત કરશો

ૐ શાન્તિ ૩

બુધ્ધિસાગર સં ૧૯૭૦ ચૈત્ર વદિ ૯

આત્મપ્રભુ ભક્તિ પ્રેમોદ્‌ગાર

ધીરાના પદનો રાગ

સમજાવ્યો હતો સાનેરે, ચમકાવી તારૂ રૂપ મ્હને,
આખોથી મ્હને ખેંચીરે, લીધો વ્હાલા ત્હારી કને
ઝગમગ જ્યોતિ ઝળકાવી ત્હે દેખાડયો દેદાર,
પ્રેમ ત્યારથી ત્હારી સંઘે, પ્રગટયો અપરંપાર,
સતાયો તું અંધારેરે, ઘાયલ થઇ શોધુ ત્હને
સમજાવ્યો ૧

ચેન પડે ના ત્હારાવણુ કંઈ, મન મારૂ અકળાય
અમૃતને આસ્વાદ્યા પછીથી, બાકુલા કોણુ ખાય
વિરહનાં દુ ખડાં વેઠીરે, શોધુ બીજુ કોણુ ગણે
સમજાવ્યો ૨

લાજ મર્યાદા જગની છોડી, તુજ વણ ઇષ્ટ ન કોઈ
કથની કરણી જગની છોડી, આંખે વાટે રહ્યો જોઈ
બુધ્ધિસાગર વાટહમરે, મળો ઝટ પ્રેમે ભણે
સમજાવ્યો ૩

હે અસંખ્ય પ્રદેશી પરમાત્મ સ્વામિન્—ત્હેં મ્હને તારૂં મૂળ સ્વરૂપ ચમકાવી દેખાડયું હતું અને સાને સમજાવ્યો હતો ત્હેં ત્હારી અનંત જ્યોતિર્મયિ ચક્ષુઓથી આકર્ષીને મ્હને તારી પાસે ખેંચી લીધો જ્યારથી ત્હેં ઝગહળ ઝગમગ અરૂપ જ્યોતિ ઝળકાવીને ત્હારો દેદાર દેખાડયો હતો ત્યારથી ત્હારા ઉપર અપરંપાર પ્રેમ પ્રગટયો છે ત્હેં રૂ અરૂપ જ્યોતિસ્વરૂપ દર્શાવીને પાછો માયાના પડદામાં સંતાઇ ગયો ત્યારથી મ્હને ચેન પડતું નથી અને પૂર્વે દેદાર દેખ્યા હતા તેથી પ્રગટેલા શુધ્ધ પ્રેમથી ઘાયલ થઇને જ્યાં ત્યાં શોધા કરૂં છું જ્યારથી દર્શન દેઇ તું માયાના આવરણમાં સંતાઇ ગયો ત્યારથી મ્હને ત્હારા વિના જરા માત્ર ચેન પડતું નથી અને મ્હારૂં મન અત્યંત અકળાય છે અમૃતને આસ્વાદ્યા પછી બાકલા વગેરેનું ભોજન કોણ ખાય ? તેમ હવે મનમાં થયું છે જ્યારથી ત્હારૂં રૂપ દેખ્યું ત્યારથી મ્હને અન્ય કશું કંઇ ગમતું નથી ત્હારા વિરહના દુઃખ વેઠીને ત્હને શોધું છું ત્હારા વિના અન્યને કોણ એવી સ્થિતિ થયા પછી હિસાબમાં ગણે ? અર્થાત્ કોઇ પણ ગણે નહિ જ્યારથી તારૂં રૂપ દેખ્યું અને અપૂર્વ પ્રેમ પ્રગટયો ત્યારથી મેં જગતની લાજ અને વ્યવહાર મર્યાદાને ત્યજી દીધા છે ત્હારા વિના હૃદયમાં વિરહની અગ્નિજ્વાળાઓ ઉઠે છે તેની હે પ્રભુ ત્હને કેમ દયા આવતી નથી નક્કી કહું છું કે ત્હારા વિના મને અન્ય વસ્તુ ઇષ્ટ નથી તુંજ મ્હારો વ્હાલો છું, તું જ્ઞાની છે અને એ બધું જાણ્યા છતાં હજુ કેમ સંતાકુકડીની રમત ગમે છે મ્હને વધારે સતાવીને દુઃખી કરવામાં ત્હને શું સારૂં લાગે છે ? હે અનન્ત સુખના સ્વામી ! ત્હારી સાથે તન્મયપણે મળવામાં જગત્‌ની કથની અને કરણીનો મ્હેં ત્યાગ કર્યો છે મ્હારી જ્ઞાનચક્ષુએ ત્હને

મળવાની વાટે ત્હારી રાહ દેખી રહ્યો છુ બુદ્ધિસાગર કહે છે ! જ્ઞાનનાસાગર! હવે તમે ત્વરિત મળો એમ આત્મામા રહેલી ચેતન પ્રેમે ભણે છે

સુશ્રાવક ભાઇ ચ દુલાલ વીરચ દ યોગ્ય ધર્મલાભ  સુ માણસા. લિ બુદ્ધિસાગર
ત્યમા આટલા વ્યાપારમાં જ્યારે પત્ર લેખનાવકાશ ન મળે, એમ
અન્ય કાર્ય નિમગ્ન ચિત્ત વૃત્તિથી પ્રાય અવબોધાયતો અન્યદશામા
ા શુ કહેવુ—શુભાશુભ સાનુકૂલ પ્રતિકૂલ સયોગોમા સર્વ જીવો
કાય છે ચ દ! વિચાર કરીશ તો ત્હેને માલુમ પડશે કે જ્ઞાનીઓએ
રાગી દશા સ્વીકારી છે તેનુ કારણ ખરેખર ઉટના અઢાર વાકાના
વો આ સસાર છે સસારમાં કઇને કઇ કહેવાનુ સર્વ વાતે સપૂર્ણતા સસારમા કોઇને
ર્ણમાં કઇને કઇ કહેવાનુ સર્વ વાતે સપૂર્ણતા સસારમા કોઇને
સ થઈ નથી અને થવાની નથી માટે સસારમા વિકલ્પ સકલ્પ
ને નકામો આત્મવીર્યનો ક્ષય કરવો યોગ્ય નથી ત્હારા મન
ાણે સર્વ સાનુકૂલતા થાય તો પછી દુ ખ કયાથી ? અને વૈરાગ્ય
કયાથી થાય અને પછી સસાર દુ ખમય છે એવુ વીતરાગ
વાકય પણ ખોટુ થાત દુ ખ અને ઉપાધિયો વેઠીને આગળ
ાનુ છે સર્વત્ર ઉચ્ચ કોટીએ ચઢેલાઓ માટે એવો અનુભવ
શે મહત્ પુરૂષોનો આશ્રય એજ સુખનુ કારણ છે કોઇ પણ
ન્ય પ્રસગથી ભળભળીયા બની જવાથી અને ગભીરતા ત્યજ
ધાયાં કરતા વિશેષ અલાભ થાય છે અને બોલેલુ અને કરેલુ
સ કેલી લેતાં ઘણી મહેનત પડે છે પોતાને સાનુકૂલ સર્વ
ાનો સમાગમ ન થાય તેથી દીલગીર થવુ નહીં—પોતાના
ઉભરા કાઢવા હોય તો કોઇ જ્ઞાનીની પાસે કાઢવા કે જેથી
તિ મળે અને કઇ શિખવાનુ મળે આ જગત્મા ધર્મની
એક સારભૂત છે રૂચે અને શ્રદ્ધામા સત્ય ભાસે તો ધાર્મિક
સુધારી ઉચ્ચ કરશો

બાબુ ભોગીલાલને ધર્મલાભ કહેશો કે વિજાપુર કેટલા પત્ર લખ્યા તે જણાવશો શાન્તિ યુક્તિથી કહેશો

સુકામ પેથાપુર લે બુદ્ધિસાગર
સ ૧૯૭૧, જેઠ વદી ૧૪.

પુના, સુશ્રાવક શા વીરચદ કૃષ્ણાજી યોગ્ય, ધર્મલાભ

તમારો પત્ર આવ્યો તે વિચારી સાર જાણ્યો છે
થતી આત્મોન્નતિ જેથી, કમાવાનુ કમાઇ લ્યો ૧

થશે જે ત્યાગથી ભક્તિ, તદા વૈરાગ્યની સ્થિરતા,
થશે અધ્યાત્મની સ્થિરતા, કમાવાનુ કમાઈ લો ૨

ટળે અધ્યાસ જે પરથી, થએલો નામ રૂપોનો,
તદા આનન્દની પ્રાપ્તિ, થતો સતોષ આત્મામા ૩

અરે જે ચુથણા ચુથે, સદા પુદ્ગલતણા ભાવે,
વિપાકોના પ્રવાહોમાં, તણાતા તે નથી ભક્તો ૪

વિપાકે ભોગવે કર્મો, હૃદયમા સાક્ષીધર થઇને,
રૂવે રાચે નહીં તેમા, રહી અન્તર થકી ન્યારા ૫

ત્યજે યાચક તણી વૃત્તિ, પ્રવૃત્તિમાં પડે ત્હોયે,
કદાપિ લક્ષ્ય ના ચૂકે, ખરે તે ભક્ત ગણવાના ૬

પડીને પાજરા મધ્યે, ધરે આનદ કો માનવ,
બજાવે દેવની આજ્ઞા, રહી નિર્લેપ અન્તરથી ૭

અરે એવી દશા માટે, નથી અભ્યાસ જે થાતો,
નથી જે કાળજી મનમાં, કમાવાનુ પછે શુ છે ? ૮

જગતને ખુશ રીઝવવા, પ્રવર્તે પાર ના આવે,
પલકના આસુડા પાડે, પછીથી તો હતા તેવા ૯

અત મનમા ખરા ભાવે, ખરૂ તે સત્ય ધારીને,
ત્યજી શેતાનની સગત, કમાવાનુ કમાઇ લો ૧૦

નિજાત્મોત્ક્રાન્તિ કરવાને, બની પરમાર્થના યોગી,
મળી રેળા ગમ વેના, કમાવાનુ કમાઇ લે। ૧૧
પછીથી ખૂબ પસ્તાશો, નહિ ચેતો યદિ મનમા,
વિચારો ખૂબ એકાન્તે, નિજાત્માનુ કર્યુ શુ તે ૧૨
નથી આડબરે મુક્તિ, નથી કઇ લોકરજનમા,
ખરી પરમાર્થની કરણી, કર્યાથી મુક્તિ થાવાની ૧૩
ધરો અધ્યાત્મની રહેણી, વિવેકે ટેક નેકીથી,
પ્રમાણિકતા ધરી અગે, કમાવાનુ કમાવી લો ૧૪
કદી કર્તવ્યથી પાછા, હઠો ના ધૈર્યને ધારો,
બુદ્ધચબ્ધિ ધર્મ કર્તવ્યે, પ્રવર્તો કર્મ યોગી થૈ ૧૫

અષાડ શુદિમાં નોટબુક બચકાની ખપ પડશે અષાડ સુદિ સાતમ આઠમ લગભગ માટે ત્યા કોઇ જનાર હોય તો જણાવશો

મુ ગોધાવી લિ બુદ્ધિસાગર

તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂભક્તિકારક સુશ્રાવક શા વીરચદભાઇ કૃષ્ણાજી, શા ચદુલાલ વીરચદ, શા ભોગીલાલ વીરચદ, શા શાતિભાઇ ચદુલાલ વગેરે યોગ્ય ધર્મલાભ પત્ર આવ્યો વાચી બીના જાણી કર્મયોગ માટે શા ગગલભાઇ હાથીભાઇને નિવેદન કર્યું છે તમે તો છો ? કર્મયોગ સપૂર્ણ થતા એક વર્ષ વા બે વર્ષ જોઇએ પશ્ચાત તો જે બને તે ખરૂ હાલ અડતાળીસ શ્લોકનો ભાવાર્થ લખચો છે કર્મયોગથી પ્રવૃત્તિમા ગભા નવી જાતનુ અજવાળુ તથા નવ્યશક્તિનો પ્રકાશ થાય એવુ વાચકો માટે અવબોધાય છે ચોમાસાનુ હજી નક્કી નથી ક્ષેત્રસ્પર્શનાએ જ્યા બનવાનુ હશે ત્યા બની રહેશે વ્યાવહારિક તથા પારમાર્થિક કાર્યો કરતા છતા નિર્લેપ રહીને આનદમય ભાવથી અને પ્રસન્નતાથી સર્વે ક્ષણો વીતે એવા ઉપાયો આદરો કે જેથી ભવિષ્યમાં આત્મસમાધિની ઝાખી અનુભવી શકો સર્વમા

પરિણમીને અનુભવ રૂપે જીવતું થાય એવો ખાસ આધ્યોપયોગ વર્તે છે અને તે ઘણો વધશે એવી ખાત્રી છે હજી આત્માના શુદ્ધોપયોગમા સમાધિભાવે પ્રગતિ થયા કરે છે સ ગુરૂનો સ્થિરતા ભાવે સમાગમ કર્યા વિના અનુભવ રહસ્ય મગતું નથી તે મેળવે

ૐ શાન્તિ

પ્ર ય અત્રથી વિરમગામ થઇ સાણદ જવા વિચાર છે અને તે ખરૂ
ચૈત્ર સુદિ પૂર્ણિમા અત્ર પ્રાય થાય તો વાય

મુ મુબાઈ લાલબાગ પાજરાપોળ
બુદ્ધિસાગર

સુશ્રાવક શા વીરચદભાઇ કૃષ્ણાજી તથા ભાઈ ચદુલાલ યોગ્ય ધર્મ લાભ

પ્રતિષ્ઠાને વિષ્ટા અને કીર્તિમા મળ જેવી અસારતા ભાસશે ત્યારેજ સત્યધર્મ અને અનુભવથી પરખાશે બહ્ય પ્રતિષ્ઠારૂપ લલનાના રાગીઓ અતરનુ સ્વરૂપ અનુભવવા સમર્થ થતા નથી ખરા ધર્મને અને જગતના બધાએલા વ્યવહારને આકાશ અને પાતાળ જેટલો અતર છે જે શુદ્ધ સ્વરૂપની પૂજા કરતો નથી તેને તે ક્યાથી સત્ય સુઝાડી શકે જે બાહ્યોન્નતિમા સ્વમહોદય અવબોધે છે તે અન્તરનો શુદ્ધ મહોદયનો ગધ પણ આસ્વાદી શકતો નથી બાહ્યના વિચારોને દૂરે કરી આત્માના માટે શા વિચારો ઉદ્ભવે છે તે એકાન્તમા નિર્વિકલ્પ ઉપયોગ રાખી જોતો નથી તે ખરેખર શુદ્ધ મહોદયના દર્શન કરી શકતો નથી જ્ઞાનીઓ સસારમા ગાડા જેવા ગણાય છે પણ તે શાથી અને તેમા શું રહસ્ય સમાયુ છે તે વિચારશો

ૐ શાન્તિ ૩ ચૈત્ર વદી ૭

મુ વિજાપુર લે બુદ્ધિસાગર

શ્રી મુબાઇ તત્ર સુશ્રાવક શા વીરચંદભાઇ કૃષ્ણાજી તથા ચંદુલાલ બાબુ મોતીલાલ શાંતિલાલ તથા માધવજી અમથાજી પોપટ વગેરે યોગ્ય ધર્મલાભ

ડોન્ફરન્સ વગેરે તરફ જઇ પાછા આવ્યા હશો માધવલાલ છાપ ગમાથી મથ કાઢવા લખે છે પણ પ્લેગથી મથની શોભા આવનાર નથી તથા કેશરીયાજીના માર્ગે કૉરન્ટાઇન છે તે જણાવશો પેપટ આવ્યો હશે મારી તરફ આવશે તો બોધ આપીશ હાલમા વિજાપુર ની આસપાસના ગામોમા પ્લેગની સ્વારી આવી ધમધોકાર ધમાધમ શરૂ કરી છે વિજાપુરમા ઉંદરગાઠ પણ છે તેમજ તાવ આદી વ્યાધિ પણ ગરબડ હોવાથી છેવટે અહીંઆ રહેવા વિચાર કર્યો છે વિજા પુરમા દશ પદર કેસ થયા પણ સુધરી ગયા છે [illegible] પણ કેસ બગડયો નથી હજી શાંતિ જેવુ છે [illegible] શરૂ છે જ્ઞાન ધ્યાનની સમાધિમા આનંદમાં [illegible] છે [illegible] વાનાં પુસ્તકો બંધ છે હાલ પત્રવ્યવહારની [illegible] ગઇ છે સર્વે સાધુઓને યોગાભ્યાસ ચાલે છે [illegible] પ્લેગના હુકમથી બહાર નીકળી ગયા છે ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો ૐ શાન્તિ ૩ પત્ર લખતા રહેશો

ભાઇ ચંદુલાલને માલુમ કે ચિત્રમયજગતના અંકો આવતા નથી બને તો બંદોબસ્ત કરશો

લેખક વિજાપુર
કેમ્પ બુદ્ધિસાગર

શ્રી મુબાઇ તત્ર સુશ્રાવક વીરચંદભાઇ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ

વિ તમારો પત્ર મળ્યો [illegible] બનાવથી સાધુ અને સાધ્વીઓને તેની પૂર્ણ [illegible]

પ્રશસા કરીએ તેટલી ન્યુન છે તમો માધવલાલને દિલાસો આપશો અમોએ માધવલાલના ઉપર પત્ર લખ્યો છે વિ વિજાપુરમા સર્વ ઠેકાણે ઉંદર પડે છે ચાચડનો ભારે ઉપદ્રવ છે ચાર પાચ કેસ થઈ ગયા છે વિજાપુરની ઉત્તર દિશાએ લાડોલ આગલોડ કરબટીયા વડનગર વગેરે તરફ ઉંદર કેસ થાય છે અમદાવાદ તરફ પ્રાતિજ તરફ તથા આજુબાજુના સર્વ ગામડાઓમાથી એક ગામ પણ ચોખુ નથી લોકો છાપરા બાધવાની તૈયારી કરવા લાગ્યા છે છાપરામા જવાની વિનતી થાય છે પણ નળુ વગેરેની જોઇએ તેવી સગવડ નથી અને તે ખરૂ સાધ્વીઓ લાભશ્રી વગેરે પણ કયા જશે તે ચોક્કસ નથી પણ ગામડામા જ્યાં ત્યા ઉદયકાળ પ્રમાણે જશે સાધુઓની પૂર્ણ સેવા કરનાર કોણ છે સારૂ થશે અમૃતશ્રી વગેરે પુધરે ગયા છે પણ ત્યા ઉંદર પડે છે તે વિજાપુરની ભાગોળમા થઇ મળ્યા વિના લાભશ્રી વગેરે સાધ્વીના કારણથી ગયા છે ભાઇ ચદુલાલ ભોગી લાલ શાતિલાલ વગેરે ને ધર્મલાભ કહેશો

વિ ઝવેરી જીવણચદભાઇ ધર્મચદનો તમો પાલીતાણા ગુરૂકુળને મદદ કરો એવી ભલામણ માટે પત્ર હતો પણ અમોએ રૂબરૂમા મળ્યા પછી કહેવાનુ લખી જણાવ્યુ છે ધર્મસાધન કરશો ધર્મ કાર્ય લખશો ॐ શાન્તિ ૩ પત્ર લખશો

વિજાપુરની આજુબાજુ પચ્ચીસ ત્રીસ ગાઉ ફરતુ એક ગામ પણ ઉંદર પડયા વિનાનુ નથી અજીતસાગર વહાલીમા છાપરામા રહે છે

મુ વિજાપુર
લે બુદ્ધિસાગર

શ્રી મુબાઇ તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક ઇરચદભાઇ કૃષ્ણાજી ચદુલાલ ભોગીલાલ વગેરે યોગ્ય ધર્મ-

લાભ વિ પત્ર પહોચ્યો, મહાભારત પહોચ્યુ છે હાલ પત્ર પ્રવૃત્તિ તથા લેખક પ્રવૃત્તિ ઘણી મન્દ છે હાલ મનમાનતો વનવૃક્ષ પ્રદેશ અને એકાન્તવાસ મળવાથી ધ્યાન સમાધિની ખરી લય લાગી છે હાલ તો જાણે આત્મિક સૃષ્ટિમા લયલીન થઇ જવાયુ હોય એમ જણાય છે સર્વ સાધુઓને રાત્રે પ્રાણાયામ ધ્યાન થાય છે આમ્ર વૃક્ષ તળે આનન્દ વર્તે છે આત્મજ્ઞાન આત્મસમાધિ અને તેની સાથે અમૃત સુખમય જીવનના લ્હાવા લેવાય તેટલા લેવાય છે તેની આગળ બાહ્ય ક્ષણિક જડ વસ્તુઓનુ સુખ તે છેજ નહીં એમ પૂર્ણ અનુભવ થાય છે પ્રસગે ઉપદેશવૃષ્ટિનો વિહાર પણ કર્મયોગ સ્વાધિકારે થવાનો થયા કરશે ધર્મ સાધન કરશો

ૐ શાન્તિ ૩

મુકામ મેહેસાણા

• લેખક બુદ્ધિસાગર

સુબાઈ દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક શા વીરચદભાઇ કૃષ્ણાજી તથા બાબુ વગેરે યોગ્ય ધર્મ લાભ વિશેષ તમારો પત્ર પહોચ્યો તમારી લખેલી હકીકત જાણી છે માધવલાલ અમથાલાલ અત્રે આવ્યા હતા અને તેમની હકીકત જણાવી હતી સમતાનો ઉપદેશ આપ્યો હતો ધર્મસાધન કર્યા કરશો ધર્મ કાર્ય લખશો શ્રીમદ્ દેવચદ્રજીકૃત પુસ્તકો છપાય છે પહેલો ભાગ છપાઇ થોડા વખતમા બહાર પડશે બીજો ભાગ છપાય છે ચોમાસાનુ નક્કી થતા લખી જણાવવામા આવશે

ૐ अर्हं शान्ति ૩

મુ વિજાપુર
લે બુદ્ધિસાગર

મુબાઇ તત્ર સુશ્રાવક શા વીરચદભાઇ કૃષ્ણાજી ચ દુલાલ લોગીલાલ શાતિ વગેરે યોગ્ય ધર્મલાભ વિ આસો સુદિ તેરસે પાટનો પાયો એકદમ નીકળી જવાથી તે પડી ગઇ તેની સાથે ઉચળો તે મુખે વા ઉપરના જડબાની સાથે વાગી તેથી અડધા જડબાને તથા ચાર પાચ દાતને સખ્ત ઇજા થઇ દાત હાલે છે દવા ચાલે છે વેદના થોડી છે બાકી તે રાત્રે ટાઢીયા તાવનો હુમલો થયો. બે દિવસ સખત પછી જોર કમી થતુ આવ્યુ હવે તો આરામ થયો છે ખાવા પીવામા હરકત આવતી નથી ફક્ત દાત ઉપરના ચાર હાલતા જાજરા થયા તે સજ્જડ થાય તેવી દવા ચાલે છે બને તે ખરૂ, આત્માને સમભાવે વેદના વેદાય છે એટલે આનદ છે પ્રકૃતિ પોતાનો ધર્મ બજાવ્યા કરે છે પુરૂષને નિર્લેપ ભાવે પ્રકૃતિનુ વેદ વાનુ છે બાકીનો વિયોગ તો અહત્વ મમત્વ ત્યાગરૂપ છે એના કાલે એ અનુભવાય છે કર્મનો પરિપાક ચતા કર્મ સ્વય ખરે છે તેની ઉદીર્ણા કરવા કરતા રાજયોગની દશાએ સહજ ભાવે સમ તા ભાવે વર્તાય તેજ યોગ્ય છે જે થાય છે તેમાથી આત્માને અનુ ભવ મળે છે તેમા વિષાદ વા હર્ષ ન માનતા આત્માના આનદમા રહેવુ જોઇએ

આત્મારૂપ પરમાત્માની કૃપાથી આત્માની વિકાસ દશા થાય છે તેમાં આધિ વ્યાધિ અને ઉપાધિયો તો તાપરૂપ કસોટી જેવી છે તે આવવીજ જોઇએ તે વિના અ તરની દશાનો અનુભવ થાય નહીં કેરી તાપથી પાકે છે ત્યારે તેમા રસ આવે છે, બાહ્ય દુખોના તાપથી આત્માનો આનદ રસ પાકે છે, તેનો સ્વાદ લેનાની જરૂર છે પાકયા વિના આત્મામા અનુભવજ્ઞાનગોટલી પ કી થતી નથી આમા દુનિયાના લોકોની સાક્ષીની કઇ જરૂર નથી આત્માને અનુ ભવ થાય એટલે બસ આત્માને સવત્ર અનુભવે અનુભવો તેમા તમારી ઉન્નતિ છે આત્મબળ પ્રકટાવો મનુષ્યાવતારમા જે ધારો

તે કરી શકશો આસો વદી ચોથથી હવે શરીર તાવ રહિત થયુ હેય તેમ જણાય છે જ્ઞાનમંદિરનુ કામ શ્રાવકો ચલાવે છે વિજાપુરમા દરરોજના ૧૫-૧૭ માણુસ મરે છે પણુ કરતક સુદમા શાતિ થઈ જશે માણુસામા હવે શાતિ થઈ છે ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો ભાઈ ચંદુલાલ પર દ્વિસધાન મહાકાવ્ય સંકૃત હેમચંદ્રાચાર્ય કૃત પુના પ્રેસમાથી મગાવવા પત્ર લખ્યો છે પણુ પત્રનો ઉત્તર દશ બાર દિવસ થયા પણુ આવ્યો નથી માટે તપાસ કરાવશો

ૐ અંર્હ શાંતિ ૩

ભાઈ લલ્લુભાઈ કરમચંદ ઉપરના સમાચાર પૂર્વક ધર્મ લાભ

મુ વિજાપુર

લે બુદ્ધિસાગર

શ્રી સુબાઈ તત્ર શ્રદ્ધાદિ ગુણાલંકૃત સુશ્રાવક શા વીરચંદભાઈ કૃષ્ણાજી ચોગ્ય ધર્મ લાભ

વિશેષ તમારો પત્ર પહોચ્યો તાવ પછી વા આવ્યો પછી દાઢ નીકળી

છેવટે દાઢ કાઢી નખાવી આજરોજે હવે ઠીક છે પરતુ દાતનો કોટ ઢીલો હાલ તો થઇ ગયો છે તેથી છેવટે તો દાતનુ ચોકઠુ થાય એમ મનાવે છે કર્મના વિપાકો સ્વયમેવ વૈરાગ્યમય ગણે છે તેથી તેના સમાગમથી વૈરાગ્ય પાકો થઈ ગયો છે માણુસે જવાય પણ ખરૂ પણ નક્કી નહીં રૂચે તો રહેવાય જવાય ચોમાસા બાદ વિહાર કરીશુ ત્યારે જણાશે

પુના ભાઇ ચંદુલાલ ઉપર પુસ્તક મોકલવા અમોએ બીજો પત્ર લખ્યો પણ તેનો ઉત્તર નથી તેમ હાલ તેવી જરૂર નથી માટે હવે તમે ના લખી દેશો કે મોકલે નહીં ખપ હશે ત્યારે લખીશુ ધર્મ સાધન કરશો

ભાઇ ચંદુલાલ ભોગીલાલ શાતિલાલ વગેરેને ધર્મલાભ
શા લલ્લુભાઈ કરમચંદને તથા જયંતીને ધર્મલાભ

બારસ સુધી રહી કોલવડે વિશ વર્ષથી પ્રતિમાજી બેસતા નહોતા તેથી તેમની પ્રતિષ્ટા કરાવવા સઘના આગ્રહથી જવુ પડશે ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો લલ્લુભાઈ ત્યાં આવ્યા હશે તેમને ધર્મલાભ

ૐ શાન્તિ ૩

મુ વાસદ લે બુદ્ધિસાગર
મહા વદિ ૧૨

શ્રી મુબાઇ તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભકિતકારક સુશ્રાવક વીરચદભાઇ કૃષ્ણાજી તથા બાબુ વગેરે યોગ્ય ધર્મલાભ

વિશેષ—મહા વદિ આઠમના રોજ વાસદ અવાયુ છે પરતુ જમણા અગુઠાના પગ પાસે પોઇઝન પર પાકવાથી ( ગુમડા જેવુ થતા ) નહીં ચલાવાથી વિહાર બધ થયો છે હજી રૂઝ આવી નથી તેથી કયાં સુધી અહીં રહેવાશે તેનુ નક્કી નથી બે ત્રણ દિવસમા સારૂ થતા વિહાર થાય વા વિશેષ દિવસ થાય તેનુ નક્કી કહેવાય નહી બને તે ખરૂ દવા ચાલે છે ચિતા કરવા જેવુ નથી ફક્ત પોઇઝનપર પાકવાથી ચાલવામા અડચણ આવે છે

કર્મનો ધાર્યો મનસુખો ભાઇ
પ્રજ્ઞાથી નહિ કરે, કર્મને કરવુ હોય તેમ કરે

એવુ થયુ છે ધર્મસાધન કરશો મનનુ ધાર્યું મનમા રહી જાય છે જે ચેતશે તે સુખી થશે ધર્મ કાર્ય લખશો

ૐ શાન્તિ ૩

શુ પાદરા લેખક બુદ્ધિસાગ

શ્રી મુબાઇ તત્ર ગદ્દાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક શ્
વીરચદભાઇ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ વિ વકીલશા મોહ
ભાઇની શ્રદ્ધાભક્તિ અહીં વર્ષા ચોમાસુ કરાવશે એમ હ
તમને આવવા પત્ર લખ્યો હતો પરતુ હાલ તમો એવી સ્થિ
છો કે પોતાનેજ પણ ભાગ્યે યાદ કરી શકો તેમ છો તમને
માયા વ્હાલી લાગે છે પરતુ અતરની લક્ષ્મી માટે આપ
સજ્ઞાથી વખત પણ કાઢી શકો નહીં એમ તમ રી હાલતી દ
તમો કામને માટે લખો છો પરતુ રૂબરૂમા આવ્યા હોત તો
યાદી આપે છે ? પરતુ કામ પત્રથી થાય છે અને મુખનુ કામ
થાય છે અને આત્માનુ કામ આત્માથી થાય છે એ કયા તમે
વ્યવહારના વિવેકી નાણી ન શકો ? મડલનુ કામ મ
હિસાબની ચોખવટ થયે થવાનુ છે એમ નક્કી કર્યા બાદ હવે
થયા પછી થશે એમ વકીલજીનુ કહેવુ છે તમે પોતેજ મ
છો ઉપશમ અને ક્ષયોપશમ ભાવે અતરમાં મડલ ભરો
બાહ્ય મડલની ઉપાધિમા નિર્લેપ રહી શકાય વડોદરા
શહેરની કીર્તિ કરતા ગરીબ ભક્તની ભક્તિમા આનદ અ
છે બાહ્યની કીર્તિ અતિશ મહત્તા ખરેખર નાકના મેલ
વિશેષ નથી તેથી હવે તેમા શુ વિશેષ છે ? લોકસજ્ઞા કી
વગેરે વાસનાઓ છે તે આત્મા નથી તેથી તેમા આસક્ત
જરૂર નથી આત્મભાવે જે થાય છે તે અનત સુખની શ્રેન
છે માયાથી ભિન્ન આત્માનુ ધ્યાન ધરો

ભાઈ ભોગીલાલને તથા શાતિ વગેરેને ધર્મલાભ ચ
પાલીતાણે ગયો છે પણ મળ્યો નથી તમારા પુત્રોને ત
અપાયુ નથી અતરમા જ્ઞાન પરિણમે એ માટે તીર્થયાત્રા
કરો છો તો જગમ નવાણુ નિરૂપાધિપણે કરી અતરમા પરિણ

મુ પાદરા લેખક બુદ્ધિસાગર

સુશ્રાવક વીરચદભાઈ યોગ્ય ધર્મલાભ તમો લોભ ઘણો છે એમ કહો છો પણ તેને આત્મામા પરિણમાવો તો એ લોભ તે મોક્ષદાતા બની શકે લોભ એ સારા માટે થાય એવી રીતે તેનાથી કામ લેવુ જોઇએ. આત્મા એ ધીર છે અને સ્મૃતિએ સમરત છે તે બન્નેના બાહ્ય સ્વરૂપ કરતા અન્તરનુ આત્મિક સ્વરૂપ અતિ રમણીય છે આત્મારૂપ વીર છે તે શુદ્ધ સ્મૃતિ સબધે ગુણ સ્થાનકો પર આરોહે છે તેથી બાહ્ય શરીરમા બન્નેનુ અસ્તિત્વ ફક્ત ન માની લેતાં આત્મામા ઉડા ઉતરી તેની રમણીયતા દેખો આત્મા વીર છે. વીરપણુ પ્રકટાવવુ જોઇએ અને ત્યા શુદ્ધ સ્મૃતિ વડે અતરની જ્ઞાનાદિ ગુણોની પ્રજા પ્રકટ કરવી જોઇએ અને તેવી બાબતનો લોભ યા તે લગતી રૂચિ જેમ વધશે તેમ બાહ્ય વસ્તુઓમા લોભનુ અસ્તિત્વ દેખાશે નહીં ચામડી રૂપ રગમા આત્માનુ સુખ નથી. ધનમા આત્મા નથી આત્મા વિના એ સર્વમા ચેન પડે નહીં આત્મા વિના શરીર પણ મડદુ થઇ જાય તેથી તે પણ ગમે નહીં માટે પ્રિય આત્મા છે એવો ખાસ અનુભવ થવો જોઇએ તેની અતરમા ભાવના સતત્ ભાવવી જોઇએ

અનત શક્તિનો સ્વામી આત્મા છે માટે હિમત હારવી નહીં મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરતા કાયા બે ઘડીની જરૂર છેવટે છે માટે ચેતો અને આત્મપ્રેમી બનો આગળ વહો

મુકામ પાદરા લે બુદ્ધિસાગર

શ્રદ્ધાદિ ગુણાલકૃત સુશ્રાવક શા વીરચદભાઈ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ આત્માની એક સરખી શુદ્ધ ભાવનાનો પ્રવાહ વહેવરાવશો પુસ્તકો થકી જે જ્ઞાન મળે છે તે શ્રવણ કરતા વિશેષ ઉપકારી થતુ નથી અગ્નિ થકી અગ્નિ પ્રકટે છે જ્ઞાની સાધુઓના હૃદયની પાસમા દરરોજ રહેવાની જરૂર છે એક વા બે માસ રહ્યા વિના પાંચ છ

દિવસ માટે રહેવા આવતાં એક દિવસની બાહ્ય સ્થિરતા થાય, પર
તેથી આત્મામાં આત્મા પોતાનું પરિણમન અનુભવી શકે નહી
માટે લાબા વખત સુધી વ્યવસ્થા કરી રહેવું જોઇએ મન ઇન્દ્રિયોન
સાથે મન પરિણમેલું છે તેને આત્માભિમુખ કરતા દેહ આદિ
પણ ખ્યાલ ન રહે એવો અમુક વખત સુધીનો અનુભવ થ
જોઇએ આખી દુનિયાના સર્વ જીવો પોતાના નામનું રટ
કરે એવી કદાપિ દશા બને તો પણ તેથી આત્મારા લીન થ
વિના સાચી શાતિ મળવાની નથી આત્માની ખુમારીનો રસ
હૃદયમા વહેતો બધ થાય તો કેટલેક દિવસે આત્મા શુષ્ક બ
જાય અને તેથી બીજા ભવમા બાધ્યું કરેલુ ભોગવેલુ ખપમા આ
નહીં પ્રભુને માટે સર્વને ભૂલો સર્વ સામુ જોતા પ્રભુ ભૂલાશે "દૃ
દેખીને એવુ દેખ એય મટે ન રહે મન એક " એવુ અનુભવો

એક થયાં બાદ પર્યાયથી અનેક થાઓ પણ બાહ્ય ભાવથી નહી
તમારી પત્નીને પણ આત્મપ્રભુનો સાક્ષાત્કાર કરવાનો બોધ આપ
રૂપ રગનો મોહ સ્વપ્નમા પણ રહે નહીં એવી દશા માટે જીવ
છતાં મરીને પાછા જીવતા બનો એવુ આત્મસ્વરૂપ પ્રાપ્ત ક
તીવ્ર પ્રેમ અને અભ્યાસની લગની લાગવી જોઇએ

મુકામ વિજાપુર લેખક બુદ્ધિસાગર

શ્રી મુબાઈ તત્ર શ્રદ્ધાવત, દયાવત, દેવગુરૂ ભક્તિકાર
સુશ્રાવક શા વીરચદભાઇ દુર્લભજી તથા ભાઇ સોગીલા
શાંતિલાલ વગેરે યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પ
પહોચ્યો. લાભાતરાય કર્મની જ બાળો અણધારી મળેથી જે મુ
મગ્ન થાય છે તે મોહ છે અને એવા પ્રસગો આવે છે તે અતર
જ્ઞાનબળ જ્યારે મોહના એક વિચારને પણ ન રહેવા દે ત્યાં
જૈનત્વ પ્રગટેલુ જાણે અને અનુભવવું આત્માને જેટલી કજાશ

છે તેટલા અ તરાયો ઉદયમા આવતા રહે છે ચિઝકે ડ્યૂકે મોતિ મોહલે સો પાઇસે એવો ઉપદેશ તીવ્ર ઉપયોગ રાખવાનુ કહે છે શુભાશુભ સ યોગોની વચ્ચે ઉભા રહીને શુભાશુભ સ યોગોની કલ્પનાનો નાશ કરી અ તરમાં શુભાશુભપણુ ન વેદવું એવુ આત્મબળ ફોરવ્યા વિના આત્મા કદિ પરમાત્મા બની શકતો નથી આત્મબળથી પરબ્રહ્મરૂપે પોતાનુ પ્રગટ કરાય છે પદાર્થોના દાસ બનવુ એટલે જડ બનવુ આત્મભાવે મરવુ અને જડભાવે જીવવુ એજ જન્મમરણનુ કારણ છે જડોના પૂજકો અને ચેતનોના પૂજકો એ બન્નેમાં કોણ ઉત્તમ છે? જડ પૂજકો કરતા ચેતન પૂજકો અન ત ગુણા ઉત્તમ છે જડોના ગ્રાહકો બનવું પણ ચૈતન્ય પ્રેમી થવુ એ ગ્રહસ્થ ધર્મ કર્તવ્ય છે જડની દૃષ્ટિએ સર્વત્ર જડપણુ ભાસે છે અને ચૈતન્યની દૃષ્ટિએ સર્વત્ર ચૈતન્યત્વ ભાસે છે જડાદ્વૈત દૃષ્ટિ એ જડવાદની ઉન્નતિ છે આત્મવાદી થવુ અને શ્રી મહાવીર પ્રભુનો આત્મપ્રેમવાદ પ્રગટાવવો એ સમ્યકત્વ વધારક જૈનોનુ કર્તવ્ય છે જડ વસ્તુઓના સાગરમા તરો પણ તેની નીચે આસક્તિથી ન રહો નિરાસક્તિથી સર્વ વિશ્વના પદાર્થોમાં મનાયલુ બ ધત્વ બ ધ હેતુત્વ ઉઠી જાય છે. જેના માટે જન્મ્યા છો તેને આરાધો અને જે સર્વને જાણો છો તે તમો પોતે છો તો નામરૂપની ભ્રાન્તિથી નિરાશ ન બનો આત્માને ઉપાસો

"નથી સ સારમાં શાન્તિ"

કવાલી

જગત્મા સ્વપ્નવત્ રહેતા, રહે વ્હાલુ નહીં કોઇ,
પલકમા સુખ પલકમા દુ ખ, નથી સ સારમા શાન્તિ ૧

નથી પ્યારી નથી પ્યારૂ, કરેલી કલ્પના ખોટી,
હસો તો શુ ? રૂવો તો શુ ? નથી સ સારમા શાન્તિ, ૨

મળેલા મેળ કયા સુધી, લખેલા લેખ કયાં સુધી,
ધરેલો દેહ કયાં સુધી, નથી સંસારમાં શાન્તિ ૩
ફરૂ કોને જુએ કોને, તજી દે ભ્રાન્તિ મનમાની,
હવે તો માર્ગ પકડી લે, નથી સંસારમા શાન્તિ ૪
મઝા નહિ મોજ માર્યાથી, હવે તો જોઇ લે સાચુ,
જવુ પડશે ઉઘાડે હસ્ત, નથી સંસારમા શાન્તિ ૫
કળાઓ કેળવો કોડી, ભણો ભ પા કરોડો પણ,
કરી લે જ્ઞાન જીન ભાખ્યુ, નથી સંસારમા શાન્તિ ૬
ઉઘાડુ દ્વાર મુક્તિનુ, કરી લે યોગ્યતા પૂરી,
તજી મમતા ધરી લે સત્ય, નથી સંસારમાં શાન્તિ ૭
ચપળતા ચિત્તની ત્યાગી, ગુરૂ આજ્ઞા ધરી શિરપર,
કરી લે કાર્ય પોતાનુ, નથી સંસારમા શાન્તિ ૮
અરે નહિ હાર નરભવને, ધરી લે સદ્ગુણો પ્રેમે,
નકામી વાત છોડી દે, નથી સંસારમા શાન્તિ ૯
ગઇ માતા ગઇ પત્ની, અરે એ માર્ગ છેવટનો,
સમજ સમજુ હવે તો ઝટ, નથી સંસારમા શાન્તિ ૧૦
મળ્યા તે સર્વ જાવાના, મળે તેનુ સદા એવુ,
ખરો મહાવીરનો ધર્મજ, નથી સંસારમા શાન્તિ ૧૧
મનન કર જ્ઞાનિના ગ્રન્થો, વખત પાછો નહીં આવે,
તજી આળસ થજે જાગ્રત, નથી સંસારમા શાન્તિ ૧૨
રૂચે તો માનજે મીઠુ, લખેલુ સર્વ કરૂણાએ,
રૂચે તો ધારજે મનમા, નથી સંસારમા શાન્તિ ૧૩
લખ્યો આ પત્ર ચંદુલાલ, વિચારી ધર્મ આદરજે,
પ્રસંગે બોધ દેવાયો, નથી સંસારમા શાન્તિ ૧૪
ઘણા કર્મો વિલય કરવા, હૃદમમાં ધાર નિશ્ચયને,
બુદ્ધબ્ધિ સન્તના ચરણે, સદા સંસારમા શાન્તિ ૧૫

૧૯૧૭ ચૈત્ર વદી ૧૧

લાલબાગમા પાંજરાપોળ—મુંબાઇ

મુ. પાદરા  લેખક બુદ્ધિસાગર

શ્રી સુબાઇ તત્ર શ્રદ્ધાવંત દયાવત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક વીરચદભાઇ કૃષ્ણાજી યોગ્ય ધર્મલાભ.

વિશેષ તમારો પત્ર આવ્યો વાચી સમાચાર જાણ્યા વિ હાલ અત્ર દ્રવ્યાનુયોગ અને અધ્યાત્મજ્ઞાન સબધી ઉપદેશ અપાય છે બને તો દિવાળી પહેલાં દશબાર દિવસ સુધી રહો એવી વ્યવસ્થાથી આવશો શ્રીમદ્ દેવચન્દ્ર સબધી પ્રસ્તાવના હાલ રચાય છે થોડા દિવસમાં પૂર્ણ થશે કળિયુગમા આત્મબળ પ્રાપ્ત કરીને આત્મોપયોગ ધારી શકાય છે સ્વાશ્રયી બની ઉપાદાન કારણ ઉપર લક્ષ્ય વારવાર આપવાથી અને તેમા તન્મય થવાથી આત્મશુધ્ધોપયોગ તરફ ગમન કરાય છે આત્મામા જે વખતે મન રહે છે તે વખતે અપેક્ષાએ આત્મમુક્તિ છે મનને શુભમા ધારો વા અશુભમા ધારો એ પોતના આત્મા ઉપર આધાર રાખે છે અશુભમાથી મન શુભ પરિણામમા લાવવું અને શુભ પરિણામમા યાને શુધ્ધોપયોગમાં લેઇ જવુ એજ મોક્ષ માર્ગ ક્રમ છે શુભ શુભપણુ જ્યારે જડ પદાર્થોમા ભાસતું નથી ત્યારે શુભાશુભ પરિણામ ઉત્પન્ન થતા હોય છે તેનો નાશ થાય છે બાહ્ય પદાર્થોમાં શુભાશુભ કલ્પનાએ અમુક સયોગે ને લેઇને છે તેથી સયોગોની ક્ષણિકતા એ તે પણ ક્ષણિક કરે છે પછી બાકી રહ્યો એક આત્મા તે શુભ અશુભ પરિણામથી ન્યારો છે અર્થાત્ તેનો ઉપયોગ શુદ્ધોપયોગ તરીકે પરિભાષાએ કહેવાય છે આત્માના શુધ્ધોપયોગમા જે કાળ જાય છે તે આત્મજીવન છે, બાકી જડ જીવન છે ઇન્દ્ર ચદ્ર ચક્રવર્તિ પણ જડ જીવનથી સુખી નથી તો આત્માનુ અનત સુખ પ્રાપ્ત કરવા માટે જે મનુષ્યભવ મળી છે તેનુ આલબન લેઇ આત્મામા ઉંડા ઉતરી તેના સુખની ખુમારી અનુભવવી જોઇએ શુધ્ધોપયોગમાં રહી પ્રારબ્ધ જીવને બાહ્યથી જીવતાં છતા પણ અમર દશા ભોગવવામા ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કરવો જોઇએ ગૃહાવાસમા આત્માની

તરફ લક્ષ્ય રાખવુ બાહ્ય સર્વ પ્રવૃત્તિયો કરતા છતાં પણ તેને ભૂલવો નહીં

રજની થોડી વેષ ઝાઝા, આયુ એળે ન ગમાવરે,
ફરી ફરીને નહિ મળે જીવ, ધર્મ કરણુનો દાવરે

બાહ્ય પુદ્‌ગલોમાં જો શુભ અશુભ ભાવ પરિણામ ન વર્તે તો જડ જગતથી આત્માને કોઇ જાતનુ બધન નથી એ દશા ગમે તેવા આત્મયોગે પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરો આ ય ભવમા પાછી આવી સામગ્રી પ્રાપ્ત થવી દુર્લભ છે ગયો વખત પાછો આવનાર નથી જેનામા સુખ અનત છે તેની પ્રાર્થના કરો અને મનને તેમા લય કરી દો શું કરવા જ્યાં સુખ નથી ત્યાં હજી વિશ્વાસ આશાથી જીવો છો ? કબરો અને સ્મશાનો તરફ જુવો એટલે તેઓ તમને આત્મસુખની દિશા દેખાડશે મોહ અર્થાત્ પ્રેમ કરો તો આત્મપર કરો કે જેથી મોહનો અત થાય જે દશ્ય પુદ્‌ગલો તરફ મોહ કરો છો તેમા પણ ઉંડા ઉતરશો તો તેમા પણ આત્મા તરફ જવાનો માર્ગ ખૂલશે

બાહ્ય પરિણતીએ ગુણઠાણે ચઢવુ તે તો જડના ભામા,
સ યમ શ્રેણિ શિખરે પહોંચાડે, અન્તર ગ પરિણામરે હોડો
સોળવાં આતમ ભૂલો ॥

શુભાશુભ પરિણતિ છે તે બાહ્ય પરિણતિ છે અને આત્માના શુદ્ધ પરિણામ છે તે અન્તરગ પરિણામ છે આત્મપરિણામે જ્ઞાન દર્શન ચારિત્ર છે અને તે નિશ્ચયથી છે અન્તરના ઉપયોગે રહીને બાહ્યમા પ્રારબ્ધયોગે સાક્ષીભૂત થઇને પ્રવર્તવુ એ મહાવીરના ભક્ત મહાવીર પુરૂષનુ કામ છે બાહ્ય વૃત્તિઓને ઉપશમાવવી તેનો ક્ષયોપશમ કરવો અને છેવટે તેનો સર્વથા ક્ષય કરીને આત્માનુ પૂર્ણ શુદ્ધ જ્ઞાન પ્રગટાવીને જીવનમુક્ત થવા લક્ષ્ય દેતા બાહ્ય આયુષ્યની સફળતા છે જેને જુવો ત્યા આત્મા જુવો જે

વિચારો તથા આત્માને વિચારો સર્વ ઇન્દ્રિયોનો વ્યાપાર પણ આત્માની પ્રાપ્તિ માટે થવો જોઇએ ઔદયિક ભાવમા આત્મભાવે ન પરિણમવુ એ આત્મજીવન છે તે જીવને જીવીને આત્મારૂપ વીરમા ચદ્રમા સમાન એવા પરમાત્માનુ પદ પ્રાપ્ત કરો ૐ अर्हं शान्ति ૩ સ ૧૯૭૫ શ્રા સુ ૧૫ પાદરા

મુ વિજાપુર લેખક બુદ્ધિસાગર
સ ૧૯૭૭ ભાદરવા સુદી ૭

શ્રી મુબાઇ તત્ર સુશ્રાવક ભાઇ મોહનલાલ નગીનદાસ ભાખરીઆ યોગ્ય ધર્મલાભ

વિ તમારો સાવત્સરીક ક્ષમાપન પત્ર વાચી આનદ થયો છે તે પ્રમાણે ક્ષમાપના વાચશો ક્ષમાપના એજ મોક્ષનુ ફળ છે ક્ષમા વિના આત્મ શક્તિ પ્રગટ થતી નથી ક્ષમાથી આત્માના અનેક ગુણો પ્રકટે છે આત્મોપયોગ રાખો અને વ્યવહારમા વર્તો એજ આજ્ઞા

ભાઇ અમથાલાલ, ચદુલાલ, ચીમનલાલ તથા પોપટલાલ તથા પુનમચદ ગાધીને ધર્મ લાભ ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો

ॐ शान्ति ३

મુ વિજાપુર લેખક બુદ્ધિસાગર
સ ૧૯૭૯ કારતક સુદી ૧

શ્રી મુબાઇ મધ્યે દેવગુરૂભક્તિકારક સુશ્રાવક ભાખરીઆ મોહનલાલ નગીનદાસ તથા ભાઈ અમથાલાલ, મણીલાલ, ચદુલાલ, ચીમનલાલ તથા પોપટલાલ નગીનદાસ યોગ્ય ધર્મલાભ

સ ૧૯૮૦ નુ બેસતુ વર્ષ તમને ભાગ્યશાળી નિવડી શાશન દેવતા તમોને સ્હાય કરો અધ્યાત્મીક ગ્રથોનો હમેશા એકેક કલાક વાચન કરવામા આ નવા વર્ષથી નિશ્ચીત કરશો કર્મયોગ ખુબ

મનન કરી વાચશો શરીરની આરોગ્યતા જાળવશો કહ્યા પ્રમાણે વર્તો અને બહાદુર બનો આત્મસમાધીમા અત્ર આનદ વર્ત્યા કરે છે તમોએ કવણી મોકલી તે પહોચી છે હાલ એજ ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો ઝવેરી મોતીલાલ નાનચદ તથા શેઠ ડાહ્યાભાઈ ઘેલાભાઈને ધર્મલાભ

इत्येव ॐ अर्ह महावीर शांति ३

મુ પેથાપુર લેખક બુદ્ધિસાગર
મ ૧૯૮૦ દિવાળી દિવસાતિ

શ્રી મુબાઈ તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક ભાઇ મોહનલાલ નગીનદાસ ભાખરીઆ યોગ્ય ધર્મલાભ

વિ તમારો પત્ર આવ્યો પેટમા દુખે છે અને ઓપરેશન કરાવવા લખ્યુ તે જાણ્યુ છે મ્હારો તો એવો મત છે કે તમો મહેસાણે આવો અને દેશી સારા અનુભવી વૈદની દવા કરો ગભરાશો નહિ સમભાવે આત્મોપયોગમા રહેશો જન્મ મરણનો ભય રાખવો નહિ ગાધી વીગેરે એ ઓપરેશન કરાવ્યા છે તેથી ચિંતા ન કરવી દરરોજના સમાચાર લખાવશો આત્માના નિર્ભય સ્વરૂપમા રમવુ મનમા સારા વિચારો કરશો પોતાના શુદ્ધાત્મ સ્વરૂપની ભાવના રાખશો એક ક્ષણ માત્ર પણ પ્રભુનુ કરેલુ સ્મરણ ખરેખર અનત ભવના કર્મનો નાસ કરે છે માટે નિર્ભય થઇને વર્તો અને ભયને દેશવટો આપી આત્માના આનદમા વર્તશો મહેસાણેથી ભાઇ ચ દુલાલ આવ્યા હતા તેમને તમારી સ્થીતિ વિશેષ આકરીવાળી છે એમ મે કહ્યુ હતુ ભાઇ અમથાલાલ, નગીનદાસ, ચીમનલાલ તથા પોપટલાલને ધર્મલાભ ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો

इत्येव ॐ अर्ह महावीर शान्ति ३

મુ પ્રાંતિજ લેખક બુદ્ધિસાગર
સ ૧૯૮૦ ચૈત્ર સુદી ૫

શ્રી મહેસાણા તત્ર દેવગુરૂભક્તિકારક કાર્યપ્રવીણ પ્રિયશિષ્ય ભાખરીઆ મોહનલાલ નગીનદાસ તથા ચદુલાલ, ચીમનલાલ તથા પોપટલાલ નગીનદાસ વી યોગ્ય ધર્મલાભ પત્રો પહોંચ્યા છે

વિ આત્માનો અનુભવ કરવા માટે આત્મામાં ઉંડા ઉતરવુ અને શબ્દરૂપ વર્ણ ગધ રસ સ્પર્શથી શુભ અશુભ કલ્પના ટાળી નામ વી ઓઓના રૂપ દેખી સંકલ્પ વીકલ્પ ન થાય જડ પદાર્થોના રૂપોમા સુખ બુદ્ધિ ન પ્રગટે ત્યારે સમજવુ કે આત્માના મનસુખ થયો છે અને આત્મસુખ ભોગવવાની તૈયારી કરે છે આત્માના સુખનો આત્માને અનુભવ આવે છે ત્યારે સ્ત્રી ભોગમાં સ્ત્રી ભેગની બુદ્ધી રહેતી નથી અને પુરૂષ વેદ નીષ્ફળ કરાય છે અને પછીથી પુરૂષ વેદથી બધાતા કર્મ બધાતા નથી શુભાશુભ કલ્પના ટાળી જવાની સાથે શુભાશુભ કર્મ બધાતા નથી આત્માના સુખનો અનુભવ અને આત્માનુ જ્ઞાન આવ્યા પછી આત્મા નિર્ભય થઈ જાય છે તેને પછી જગતમા કાંઈ પ્રાપ્ત કરવાનુ બાકી રહેતુ નથી પાચ ઇન્દ્રીઓ પોતપોતાનુ કામ કરે તો પણ તેમા સુખની બુદ્ધીના રહે અને સાક્ષીભાવ રહે ત્યારે સમજવુ કે આત્મા અતરઆત્મા થયો છે આત્મા આત્માને પોતાના સ્વરૂપે અનુભવે અને જાણે તે શુદ્ધોપયોગ છે આંખો મીચીને અતરમા ચીંતવવી અસંખ્યાત પ્રદેશમય હુ છુ તથા હુ ભારે તથા હલકો તથા રૂપી નથી 'સ્પર્શ નથી' ગધ તથા રૂપ નથી 'નિત્ય છુ' નિરાકાર છુ 'અવિનાશી છુ' અખડ છુ 'જ્યોતિમય છુ' સર્વ દેહથી ભીન છુ એમ પોતાનુ શુદ્ધ સ્વરૂપ ચીંતવવુ સર્વ પ્રકારના બાહ્ય પદાર્થો દેખુ છુ 'અહુ છુ' ભોગવુ છુ તેમા ફકત સાક્ષીભૂત છુ પ્રારબ્ધ કર્મથી તેઓના સબધમા આવુ છુ પરતુ જડરૂપ નથી અરૂપકતો હતા ભોક્તા વ્યવહારથી છુ પણ નિશ્ચયથી નથી જડ પદાર્થોના રસથી જે ભોગ આવે તેના કરતાં મ્હારા આત્મિક અનત ઘણો

વધારે છે, માટે મારે જડ પદાર્થોથી સુખની બુદ્ધી ધારણ કરી શકાયજ નહિ જડ સંજોગોથી જે શાતાવેદનીય ભોગવાય છે તેના કરતા આત્માનુ સુખ ન્યારૂ છે, અને અનત ઘણુ છે એવો નિશ્ચય આત્માને અનુભવથી થાય છે ત્યારેજ આત્મા મોક્ષ પામે છે અને એવા નિશ્ચયવાળાને અહિયાજ મોક્ષ છે અને અહિ આજ મોક્ષના સુખની વાનગી ભોગવે છે આત્માને આનદ પ્રગટે છે ત્યારે ત્રણ ભુવનમા સમાય નહિ તેવો લાગે છે આત્મા આત્માને દબાવે છે અને આત્માજ આત્માની સાધના કરે છે સાધક પણ આત્મા છે સીદ્ધ પણ આત્મા થાય છે આત્માનુ સ્વરૂપ તે સાધ્ય છે તેને અ તરમા ડહીવાળીને અનુભવવો જોઇએ ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો

તમારા ભાઈ અમથાલાલ તથા મણીલાલ, હાલાભાઇ, તથા પુનમચ દ ગાધી તથા બુલાખીદાસ વીગેરેને ધર્મલાભ

इत्येवं ॐ अर्हं महावीर शांति ३

મુ૦ ગોધાવી લેખક બુદ્ધિસાગર
સ વત ૧૯૮૦ જેઠ સુદી ૧૫

શ્રી મુ બાઈ તત્ર શ્રાદ્ધાદિ ગુણાલ કૃત ભાઇ મોહનલાલ નગીનદાસ ભાખરીઆ યો ગ્ય ધર્મલાભ

વિ તમારૂ કવર મ ળ્યુ ગોળીઓ મોકલવા સ બધી લખ્યુ તે જાણ્યુ તથા મારા શરીર માટે ડા કુપરનો મત લખ્યો તે જાણ્યો શરીરનો ભરૂસો નથી જેટલુ ચેતાય છે તેટ ુ ચેતીએ છીએ આવતી કાલે મૃત્યુ આવે તોહોયે આત્મા અને મૃ ત્યુનુ સ્વરૂપ જાણ્યાથી નિર્ભય દશા વર્તે છે આત્મ શાતિ વર્તે છે હુ તો પરવારીને કયારનોએ બેઠો છુ વિશેષ ભાગે નિવૃત્તીજ છે ધર્મ સાધન કરશો ધર્મ કાર્ય લખશો

ભાઈ અમથાલાલ, મણીલાલ, ચ દુલાલ, ચીમનલાલ તથા હેરુભાલને ધર્મલાભ.

ૐ અર્હ મહાવીર શાન્તિ ૩

ૐ નમોઽર્હતે

મુ પ્રાતીજ લેખક બુદ્ધિસાગર

શ્રી મહેસાણા મધ્યે શ્રદ્ધાળુ દયાળુ દેવગુરૂ ભક્તિકારક પુણ્ય પ્રભાવક વિનયવ ત સુશ્રાવક ભાખરીઆ મોહનલાલ નગીનદાસ તથા ભાઇ ચ દુલાલ, ચીમનલાલ તથા શિષ્ય પોપટલાલ નગીનદાસ યોગ્ય ધર્મલાભ

વિ કે તમારો પત્ર પહોચ્યો સર્વે બીના જાણી છે તમોને ધ્યાન ધરવાની રીત વિજાપુરમા ગામની બહાર ઈદગાની જગામા તથા જ્ઞાન મ દીરમા પેથાપુર રૂદન ચોતરે અને મહેસાણામા હેઠકવાટ રની પાછલ તથા મહુડીમા કોટારકજીના કોતરો તથા ત્યાના ઉપાશ્રયમા જણાવી હતી તે પ્રમાણે ધ્યાન ધરતા હશો અને તે ક્રિયા ચાલુ રાખશો કે જેથી આત્માનુ શ્રેય થાય ધ્યાન ધરતી વખતે પોતાનુ નામ તથા જાત તથા લીંગ તથા આકૃતિ ભુલી જવી સર્વે શુભાશુભ વિચારો આવતા બ ધ કરવા હુ આત્મા છુ એવો વિચાર દ્રઢ કરવો આન દ અને જ્ઞાન તેજ મારૂ રૂપ છે એવા વિચારમા લીન થઇ બીજા વિચારોને હઠાવી દેવા અને પોતાના સ્વરૂપની યાદી કરવી દુનીયા સાથે હુ કોઇ પણ સ બ ધવાળો નથી આજ સુધી કલ્પાએલા સર્વ સ બ ધ ભ્રાન્તિ રૂપ છે એવો દ્રઢ નિશ્ચય કરી નાખવો પોતાનુ નામ અને રૂપ ત્રીજા પુરૂષની પેઠે જોવુ સર્વથા હુ સાક્ષી રૂપ છુ નામ અને મોહના રૂપના વિકલ્પ ન થવા જોઇએ કીર્તી અને અપકીર્તી મરી જવી જોઇએ પોતાના રૂપે જે બહારથી માન્યા હોય તે રૂપે મરી જવુ આત્માના સ્વરૂપમા લીન થઇ જવુ શયતાનને મનમા પેસવા ના દેવો એક કલાક અગર બે કલાક એવી

રીતે ધ્યાન ધરવુ કે આપણે દુનીયામા હોઇએજ નહિ એકલા આત્મારૂપે હોઇ શકીએ એવીરાતે દરરોજ એક બે કલાક અભ્યાસ કરવો શ્રી વીતરાગ ધર્મની આરાધના કરશો પ્રમાદમાં સમય ન ગુમાવતા આત્માનો આનદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જાગૃત થઇને ધાર્મિક કાર્યોમા લક્ષ આપશો એજ

અમથાલાલ, મણીલાલ, શેઠ ડાહ્યાભાઇ, પુનમચદ ગાધી, કેશવલાલ, ફુલચદ, બુલાખીદાસ વીગેરે સર્વને ધર્મલાભ

ૐ શાતિ શાતિ શાતિ

વિ સ ૧૯૮૦ પોષ વદી ૨
મુકામ પ્રાતીજ લેખક બુદ્ધિસાગર

શ્રી સુરત પ્રિય શિષ્ય જયતીલાલ ઉત્તમલાલ યોગ્ય ધર્મલાભ. તમારી તરફથી લગ્ન પત્રિકા મળી, તમારી નવી જીદગી પોષ વદી ૫ થી શરૂ થશે, તમારો બ્રહ્મચર્યનો જળહળતો અગ્નિરથ, નિજ આશ્રમને છેલ્લે વિરામ–સ્થાને સહેજ ઉભો રહે તે સમયે સૌભાગ્યાકાક્ષી સહચરીને પ્રેમપુર્વક નૂતન સ્વરૂપ પામેલા રથમા, લઇ ગ્રહસ્થાશ્રમને માર્ગે જીવન–યાત્રાના ઉર્ધ્વક્રમમા સાનદ આગળ વધશો સૂર્ય ચદ્ર સમા તમો ઉભય, સસારરૂપી અવનિનુ, રક્ષણ કરી, સસારને દિપાવી, સ્વદ્રષ્ટાતે અન્ય સસારને પ્રફુલ્લ કરશો મન વાણી અને કાયાના યોગ વડે પ્રભુના પવિત્ર માર્ગમા આરોહીને સહચરીને સ્વજીવનના ઐક્યે પ્રભુદ્વારમા પ્રવેશાવશો બન્નેનુ સુખદુ ખમા આત્મૈક્ય સદા પ્રવર્તો અને બન્નેના હૃદયમા શુદ્ધાનદ પ્રભુનુ પ્રાકટ્ય થાઓ સર્વ પ્રકારની સ્થિતિમા પરસ્પરમા આત્મૈક્ય અને દુ ખ–સહનરૂપ તપ પ્રગટવુ જોઇએ અને એવુ તપ પ્રકટાવો કેની વિપત્તિની વાદળી સરી જઇ આનદભાણુ પ્રકાશે ...રમા નો લેશ ન રહે અને ચામડીના રૂપર ગે

–સુખની વાચ્છનાનો સ્વાર્થ

ન રહે એવી રીતે જીવનયાત્રાનુ લગ્ન તમને પરમાત્મ સાક્ષાત્-કારવાળુ જણાઓ અને એવી પ્રવૃતિ થાઓ દેહ અને મનનો પ્રેમ વિશુદ્ધ થતા શુદ્ધાત્મ પ્રેમ પરિણમો પરસ્પર ભિન્ન વિરૂદ્ધ વિચાર, મતભેદનો આત્મૈક્યમા લય થાઓ, અને તેમાથી વિચાર વિવિધતાના નૂતન-જીવનરસોદધિમા મગ્ન થઇને બ્રહ્મ-સાગરમા ઝીલો તમારા માર્ગમા સદ્ગુરૂ તારક પ્રકાશકની મહાય મળો પરસ્પરને કામાર્થે નહી પણ આત્માર્થે ચાહીને આત્મરૂપે બનો જ્ઞાનદર્શન ચારીત્રમય આતર પવિત્ર જીવનને સત્યે બાહ્યજીવને જીવો ઇત્યેષમમાશિર્વાદ ફલદોભવતુ.

* શ્રી કાવીઠાના ભક્ત શ્રાવકોનો ગુરૂશ્રીપરનો પત્ર

શ્રી ૐ

શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય નમઃ

શ્રી ગુરૂભ્યોનમઃ

સ્વસ્તીશ્રી પાદરા નગરે મહાશુભસ્થાને પરમપૂજ્ય, પરમ ઉપકારી, અનેક શુદ્ધ ગુણે કરી બિરાજમાન, એક વિધ અસજમના ટાળણહાર, દ્વિવિધ ધર્મના પ્રરૂપક, ત્રણ તત્વના જાણ, ચાર કષાયના જીતનાર, પચમહાવ્રતના પાલણહાર, છકાયના સરક્ષક, સાતભય નિવારક, આઠ મદના ટાળણહાર, નવવિધ બ્રહ્મચર્યના પાલણહાર, દશવિધ યતિધર્મના પાળવા તથા પ્રરૂપવાવાળા, અગીઆર અગના જાણ, બારભેદે તપસ્યાના કરણહાર, તેર કાઠીયાના નિવારક, ચૌદ ગુણ સ્થાનકના જાણ, પદર ભેદે સિદ્ધના જાણ, સોલ કષાયના

* નોધ આ ગ્રથમા ગુરૂશ્રીએ બીજા પર લખેલા પત્રોજ લેવા જોઇએ પણ આ પત્ર ભક્ત શ્રાવકોએ ગુરૂશ્રીને લખેલ છતા ભક્તિપૂર્ણ અને બીજાઓને અનુકરણ કરવા યોગ્ય હોવાથી દાખલ કરવા યોગ્ય ધાર્યો છે

મો. હી

પર્વમાં ઉત્તમોત્તમ એવા શ્રી પર્યુષણ પર્વ આનંદપૂર્વક થયા છે તેમા શ્રી આવશ્યક પ્રતિક્રમણ આદિ અતિચાર આલોયણાનો જોગ ઓછા પુણ્યના જોગથી સદ્‌ગુરૂના અભાવે બની આવ્યો નથી પરંતુ સ્વામિભાઇઓના સમિપ થયેલો, આજ દિવસ પર્યંત અવિનય આશાતના અસત્કારાદિક જે જે દોષો થયા હોય તે મનવચન કાયાયે કરી ત્રિકરણયોગે ખમાવ્યા છે પરમગુરૂ મહારાજ પ્રત્યે આજ પર્યંત આ બાલજીવથી જે કાંઇ અવિનય આશાતના જાણતા અજાણતા ત્રિકરણ યોગે કરી આત્મ પ્રદેશથી થઇ હોય તે અથવા લખવામા અવિનય થયો હોય તે સર્વે અતિ અતિ નમ્રતા પૂર્વક ખમાવુ છુ વળી પરમ ગુરૂ સમીપ વાસી સ્વામિભાઇઓની સાથે ત્રિવિધિ ત્રિવિધિ કરી ખમાવુ છુ ને ફરીથી ન કરવાના ભાવ ઇચ્છુ છુ તે આપ કૃપા દ્રષ્ટિથી સ્વિકારશોજી વિશેષમા આ બાલજીવને કોઇ અંતરાયના ઉદયથી આપ મહાત્મા પુરૂષોની અતિ અતિ ઉત્તમોત્તમ આત્મદ્રવ્યની વિશુદ્ધ ન્યાયપૂર્વક સમિતિ ગુપ્તિએ સહિત નય નિક્ષેપા યુક્ત જ્ઞાન ધારાની અમૃત તુલ્ય પ્રરૂપણાનો કર્મની બહુલતા એ અલાભ છે તે અતિ ખેદકારક છે પરંતુ ધન્ય છે આપના સમિપવાસી અમારા સ્વામિભાઇઓને જે અમૃત તુલ્ય જ્ઞાન વાણીથી ઉપદેશ ધારાની દેશનાને સ્મરણ મનન કરી આતમાના અધ્યવસાયને ઉજવળ કરે છે તેઓને ધન્યવાદ હો વળી ધન્ય છે તે સ્થળોને કે જયા પરમ ગુરૂમહારાજ બિરાજયા છે તે સ્થળના ભવિ પ્રાણીઓને કૃત કૃત્યને ધન્ય છે વળી ધન્ય છે મારા મિત્ર મંડળને જે સદ્‌ગુરૂ સાહેબના વિનયને વશ રહ્યા છે વળી ધન્ય છે તે ભાઇઓ તથા બાઇઓને કે તેમના પુન્ય પ્રભાવથી જયા સુધી મહાત્મા ગુરૂમહારાજજીની સ્થિતિ હશે ત્યા સુધી આતમના ઉજવળ પ્રદેશથી જ્ઞાન વાણીને ગહગહી રહ્યા છે તેથી તેઓને ધન્ય છે વિશેષમા આ બાળજીવને દર્શનના તથા પ્રરૂપણાના અલાભમા જેટલો કાળ જાય છે તેટલો વૃથા છે જ્યારે ઉદયગત સમયે દેશના ને દર્શનનો લાભ લઇશ તે સમયને કૃતાર્થ માનીશ વળી ક્ષેત્ર ફર્શનાએ દર્શનનો લાભ આપશોજી એવી આશા છે એજ આ

બાળજીવની યાચના છે સંવત ૧૯૫૮ ના ભાદરવા સુદ ૫ દા બાળસેવક રતનચંદના યથાયોગ્ય મન વચન કાયાના ત્રિકરણ યોગે એક હજાર ને આઠવાર વંદના અવધારશોજી ને આ બાળ જીવને અનપ વંદના લખતા જે જે અશુદ્ધ લખાયુ હશે તથા અવિનય થયો હોય તે મારી મૂઢતાનુ કારણ જાણી ક્ષમા કરશોજી

એજ વિનતી દા રતનચંદ

આ બાળજીવથી વંદના કરતા જે કાંઈ અવિનય થયો હશે તેની ક્ષમા યાચુ છુ તે આપ કૃપાળુ સ્વીકારશોજી ને વંદના ૧૦૦૮ અવધારશોજી ને જે સમયે દર્શનનો તથા ઉપદેશનો લાભ થશે તે સમયને કૃતાર્થ માનીશુ એજ વિનતી દા જવેર

મુ બી ધર્મસ્નેહિ શ્રી મોહનલાલભાઈ હીમચંદભાઈને વિનતી કે આપ આ પત્ર સદ્ગુરૂ સાહેબજીની સેવામા પ્રકાશ કરાવશોજી એજ વિનતી

---

मु पादरा, ल बुद्धिसागर

श्रीयुत महाशय भद्रहृदय प्राणप्यारे सभी योग्य धर्मलाभ विं आपकी हृदयोद्गारकी कविता पढ कर बहुत आनन्द हुआ

कोई वखत पादराक्षरकी साथ मिलनेकी अन्दर पूर्ण वरनी

शुद्धात्मसागरे स्नान कर्तव्य पूर्ण रागत
यत्रनिमग्नानाखिल शुद्धि शीघ्र प्रजायते ॥१॥
भक्ताना भक्तिरूपोऽस्ति ज्ञानरूपोऽस्ति वतूणाम्
योगिना कर्मरूपोऽस्ति शुद्धात्मैव हृदि स्थितः ॥
शुद्धात्मन प्रकाशन पिण्डब्रह्माण्डदर्शनम्
भाषित प्राणलाभाय बुद्धिसागरसरिणा ॥२॥